

# ઇશ્વર પ્રાર્થના

અસત્યો માંહેથી પ્રભુ પરમ સત્યે તું લઇજા
ઉંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇજા
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઇજા
તું હીણો હું છું તો તુજ દરશના દાન દઇજા

નવનીત

પ્રકાશક :
નવનીતલાલ શ્રીજીભુખણદાસ દલાલ
શ્રી કૃષ્ણ ભજનાશ્રમ
કોરોનેશન (શ્રી નિવાસ) બીલ્ડીંગ,
સી. પી. ટેન્ક રોડ મુંબાઇ ૪.



સંવત ૨૦૦૫
અક્ષય તૃતીયા

પહેલી આવૃત્તિ

મુદ્રક :
કાંતીલાલ ભોગીલાલ પટેલ,
ધર્મ વિજય પ્રિન્ટીંગ પ્રેસ,
પહેલો ભોઇવાડો, ભુલેશ્વર,
મુંબઇ ૨.



**શ્રી ગોપાલ કૃષ્ણ**

કાન કાળા બંસીવાળા હે ગોવાળા શામળા
ભક્ત પાળા દીન દયાળા દેજો ભક્તિ નિર્મળા

# નિવેદન

ઈશ્વર પ્રાર્થના નામની આ પુસ્તિકા શ્રીકૃષ્ણભજનાશ્રમ તરફથી પ્રગટ કરવામાં આવી છે. જેની અંદર ભજનાશ્રમમાંથી અગાઉ છપાઈ ગયેલ ઇશ્વર પ્રાર્થના લેવામાં આવી છે સાથે સાથે શ્રીનારાયણકવચ ગદ્યમાં તથા પદ્યમાં તથા શ્રીરામ રક્ષા પણ છે. સંતોના સમાગમ, પ્રભુભકિત, પ્રભુદર્શન તથા સર્વ આત્યંન્તિક દુ;ખોની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તી માટે ભકતો એ કરેલી પ્રભુની પ્રાર્થનાના પદો છે. પ્યારા કોઇપણ સંકટ કે દુખ જગતમાં એવું નથી કે જે સાચા દિલની પ્રભુ પ્રાર્થનાથી દુર ન થાય. જગતના ચોકે પધારેલા પાવનકારી સંતો કે જેઓને પગલે પગલે પુનીતતા અને પાવનતા હતી શબ્દે શબ્દે જગતના જડ જીવોના મોહ આવરણ અને માયા હઠાવવાની શક્તિ હતી એવા સંતોએ પોકારી પોકારી કહ્યું કે સવારે ઉઠી દરરોજ પ્રભુ પ્રાર્થના કરો. પ્રાર્થના એ એક મોટામાં મોટું હથીયાર છે ભક્તિ સામે પ્રભુ પ્રાર્થના સામે કુંભારાણાની તલવાર કે હિરણ્યકશ્યપુનું જોર ચાલ્યું ન્હોતું. ભગવાનના સાચા ભકતોને ચિંતામાં રહેવાની જરૂર નથી. દ્રઢ આશરો મનમાં રાખી પ્રભુની પ્રાર્થના કરશો તો સર્વે દુઃખો દુર થશે અને સર્વ કામનાઓ સિદ્ધ થશે.

'નવનીત'

ॐ

અસિત ગિરિસમસ્યાત્ કજ્જલં સીંધુ પાત્રે
સુર તરૂવર શાખા લેખીની પત્ર સુર્વી;
લિખતી યદી ગૃહીત્વા શારદા સર્વ કાલમ્
તદપિ તવગુણાના મીશ પારં નયાતિ

હે અખિલ જગતના નાથ શાન્તી દાતા પરમ કૃપાળુ સતચિદાનંદ પરમાત્મા :— નિલગીરી પર્વત જેટલી શાહી હોય, મહાસાગર જેવડો ખડીયો હોય સર્વ દેવતાઇ ઝાડોની કલમ બનાવી હોય પૃથ્વીના પડ જેવડો કાગળ બનાવ્યો હોય અને સર્વથી સરસમાં સરસ લખવાવાળાં શારદા દેવી સર્વદા લખ્યા કરે તો પણ હે નારાયણ તારા ગુણુંના પાર આવે એમ નથી

નમામી નારાયણ પાદ પંકજમ્
કરોમી નારાયણ પૂજનમ્ સદા
વદામી નારાયણ નામ નિર્મલમ્
સ્મરાંમી નારાયણ તત્વસવ્યયમ્

ॐ

નારાયણ નારાયણ નારાયણ

હે
પ્રભુ
તમે એક
છો અખંડ છો
અનંત છો વ્યાપક છો
નિર્વીકાર છો સર્વાધાર છો
સકળ વિશ્વના સ્વામી છો અને
સર્વ શક્તિમાન છો તમે સર્વ ગુણોના
નિધિ છો તમે દયાના સાગર છો અને તમે
અધમ ઉધ્ધારણ છો તમારો મહિમા અગાધ છે
તમારૂં ડહાપણ અપાર છે તમે રાજાઓના રાજા
તથા દેવોના પણ દેવ છો અને તમારી અકળ ગતિના
કોઈ પાર પામી શકતું નથી હે મહા મંગળકારી
અખંડ સતચિદાનંદ પરમ કૃપાળુ પવિત્ર પિતા
મહાન ઈશ્વર તમારા એવા ગુણોને
મ્હોટાઈમાં મ્હારૂં મન લય કરવા
માટે અને તમારી સત્ય સેવા
કરવાને ખાતર શુધ્ધ અંત
કરણના પ્રેમથી માન
પૂર્વક હજારો હજાર
વાર દંડવત
પ્રણામ કરૂં
છું.

# અનુક્રમણિકા.





ભક્તરાજ શ્રી કચુભાઇ

# ** ઇશ્વર પ્રાર્થના. **



હે પરમ પવિત્ર પરમાત્મા પરમ કૃપાળુ પરમેશ્વર હું આ સંસારના મોહ પાસમાં પડેલો છું તેમાંથી મુક્ત કરનાર તું સમર્થ છે. મારે સાચો આશ્રય માત્ર તારો છે, તું મારૂં રક્ષણ કરનાર ભયથી બચાવનાર છે. અમને મોટો આધાર આશા તથા વિશ્રામ છે, કુટિલતા ક્રુરતાથી ભરેલો અને પાપિષ્ઠ છું, તે તારા વિના કોને શરણ જાઉં, તારી દયાની છાયા વિના હું કયાં જઇને વિશ્રામ પામું, હે દયાસીંધુ પ્રભુ, હું તારો છું. તારી આગલ મારા મનના બધા ઉભરા કહાડીને અભિવંદન પૂર્વક પ્રાર્થના કરૂં છું કે મારાં પાપ કર્મોને બાળી નાંખી મારૂં મન પવિત્ર કર, સઘળી દુર્વાસના, સઘળા પાપ સંકલ્પો તથા સઘળા દુર્વિકારો મારા મનમાંથી જડમૂલથી કાઢી નાખ હે કારૂણ્ય મુર્તિ પ્રભુ, હું મારા મનમાં વિચાર કરૂં છું, તો તારી સાથે મારે ગંભિર, પવિત્ર અને દીર્ઘ સંબંધ કેટલો બધો છે, અને તે સંબંધ ભુલી જઇને મેં કેટલાં બધાં દુષ્ટ અને ઘોર કર્મ કર્યા છે. મારો અધર્મ અનાચાર કેટલો છે. જો તારો દયાલ સ્વભાવ ન હોત તો હું કદી પણ ક્ષમાને પાત્ર થાત નહી, તારી શુભ પ્રેરણા પાળવાને બંધાયેલો છતાં ઘણી વેળા તે ઉલંઘી છે, તારા ઉપકારો ભુલી જઇને કૃતઘ્ની થયો છું, તેં મને સારે માર્ગે જવાની તથા ભયથી બચવાની સૂચના આપ્યા છતાં તેના ઉપર મેં લક્ષ આપ્યો નથી, તારી મારા ઉપર પ્રીતિ છતાં મેં તારા ઉપર પ્રીતિભાવ રાખ્યો નથી, મારી પ્રીતિ સંસારના ક્ષણિક સુખો સાથે અમર્યાદિ વળગી રહી છે, આ બધો વિચાર કરૂં છું તો તારા આગળ હું એક શબ્દ પણ ઉચ્ચાર કરવાને યોગ્ય નથી, મારાં દુરિત કર્મથી લજ્જા પામી ધ્રુજતો ધ્રુજતો તારી પાસે ઉભો રહ્યો છું, અપરાધી છું, તું મારૂં રક્ષણ કર, મારો ઉધ્ધાર કર,

હું પાપ કર્મનો ખરેખરો પશ્ચાતાપ કરીને ક્ષમા માગું છું, તે કૃપા કરી મારી આ પ્રાર્થના સ્વીકારીને મને સદ્વિચાર તથા સુમતિ આપ અપવિત્ર વિચારથી મને વેગળો રાખ. ખોટા સંગથી મને છોડાવ. ધાર્મિકપણાના ખોટા ઢોંગ તથા દંભથી મને દુર રાખ, મિથ્યાભિમાન કામક્રોધ લોભ તથા પ્રપંચથી મુક્ત કર, જે ક્રીયાથી તારા ઉપરની મારી પ્રીતિ ઘટે એવી ક્રીયાથી મારૂં મન નિવૃત કર, મારામાં જે ભુલ ખોડ હોય તે કહાડી નાખો નીતી તથા સદાચારમાં મારૂં મન પ્રવૃત થાય એવી યોજના કર, મારા મનમાં ખોટી વાસના તથા ખોટા સંકલ્પ ઉત્પન્ન થાય તે વેળા તારૂં સ્મરણ કરીને તે વિચારોને મનમાંથી કહાડી નાખવાની મને શકિત આપ, અધ્યાત્મિક ગુણ મેળવવાનો હું યત્ન કરૂં તેમાં તું સહાય રહે. હે પરાત્પર ભગવાન, કાયા, વાણી, મન, ઇંદ્રિય, બુધ્ધિવડે, આત્મવડે તથા પ્રકૃતિના સ્વભાવવડે જે જે કર્મ કરૂ છું તે હે પરમેશ્વર હું તને અર્પણ કરૂં છું. દયાળુ પિતા, સર્વ રીતે હું તારો છું, તું મારૂં સર્વ કાળ રક્ષણ કર તું મારો માતા પિતા છે. તું મારો બંધુ તથા તું મારો મીત્ર છે, મારી વિદ્યા તથા દ્રવ્ય તું છે, હે દેવ, તું મારૂં સર્વસ્વ છે, હું અહર્નિસ સહસ્ત્રાવધિ અપરાધ કરૂં છું. મને તારો દાસ જાણીને હે પરમેશ્વર મારા અપરાધ ક્ષમા કર. હે ભગવાન આ જીવલોક તમારી માયા વડે મોહિત થયો છે, તેથી હું અને આ મારૂં, એવા મિથ્યા મમત્વ કરીને કર્મના માર્ગમાં ભટક્યા કરે છે. તેમાંથી મુકત કરનાર આપજ છો. હે વ્યાપક ભગવાન, હું મુર્ખ આ દેહ પુત્ર ઘર સ્રી ધન અને સ્વજન વિગેરે સ્વપ્ન સરખા મીથ્યા પદાર્થોને સાચા માનીને સંસારમાં ભટક્યા કરૂં છું અનિત્ય એવા કર્મના ફળને નિત્ય માનનાર અનાત્મા દેહને આત્મા માનનાર, દુઃખ રૂપ ઘરબાર વગેરેમાં આશકિત રાખી સુખરૂપ માનનાર સુખ દુઃખમાંજ રમનાર અને અજ્ઞાનથી ભરેલો હું પ્રેમના ધામરૂપ અને આત્મારૂપ આપને જાણતો નથી, મુર્ખ મનુષ્ય જેમ ખાડ વગેરેથી

ઢંકાયલા ખારા પાણીનો ત્યાગ કરીને ઝાંઝવાના પાણી તરફ દોડે છે તેમજ હું પણ આપને છોડીને દેહાદિક મિથ્યા વસ્તુ તરફ દોડું છું કામ તથા કર્મથી પરાજય પામેલાં મારા મનને બળવાન ઈંદ્રિયો વિષયો તરફ ઘસડી જાય છે. તે મનને કૃપણ બુદ્ધિવાળો હું રોકી શકતો નથી તે હું હે ઈશ્વર દુરાત્માઓને દુર્લભ એવા તમારા ચરણમાં શરણે આવ્યો છું, અને તે પણ તમારો અનુગ્રહ છે, એમ હું માનું છું હે પુરૂષોત્તમ પ્રભુ. પુરૂષનો જ્યારે સંસારમાંથી છુટકો થવાનો હોય ત્યારેજ સત્પુરૂષોની સેવાથી તમારી ભક્તિ કરવાની મતી થાય છે, માટે હે નાથ મને અખંડ સુમતિ આપો ને તમારા પાદારવિંદની ભક્તિ તથા પ્રેમ આપો જેથી હું નિત્ય આપના આનંદ સ્વરૂપમાં નિમગ્ન રહીને મારી જીંદગીના બાકી રહેલા દહાડા પુરા કરીને દેહ છુટવા ટાણે તમારા ચરણકમલમાં મળી જાઉં એવી કૃપા કરજો.

હે પ્રભુ, આ જગતમાં જેટલી જાતના આધાર છે તે બધા આધાર અધુરા છે, ને ક્ષણિક છે. પણ આપનો જે આશ્રય છે તેજ એક ખરો આધાર છે, માટે હે નાથ, હવે તો અમને તમારો આશ્રય મળે તેમ કરો, હે પ્રભુ, તમે પાપરૂપી અંધકારના ઢગલાનો નાશ કરનાર છો, અને અમે હજી પાપમાંજ પડેલા છીએ માટે અમારાં પાપ નાશ કરવા સારૂ અમે આપને શરણે આવીએ છીએ.

હે પ્રભુ, જેઓ તમારે આશરે રહેલા છે તેઓની સામે કદી ઐરાવત જેવા બહુ મોટા માથાવાળા મદ ઝરતા મદોન્મત્ત ને બહુ ક્રોધે ભરાએલા ગાંડા હાથીઓ ચાલ્યા આવતા હોય તો પણ તેઓને ભય લાગતો નથી, એવું આપના આશરામાં બળ રહેલું છે, માટે હે નાથ, અમને આપનો એવો અભય પદવાળો આશ્રય આપવાની કૃપા કરો.

# શ્રી નારાયણ કવચ.



ૐ ગરૂડની પીઠ ઉપર ચરણકમળને ધારણ કરનાર, આઠ સિદ્ધિઓવાળા, આઠ બાહુવાળા અને તેમાં શંખ, ચક્ર, ઢાલ, તલવાર, ગદા, બાણ, ધનુષ, અને પાશને ધારણ કરનાર શ્રીહરિ મારી સર્વ પ્રકારે રક્ષા કરો. જળમાં મત્સ્યાવતારધારી ભગવાન જળજંતુ રૂપ વરૂણના પાશથી મારી રક્ષા કરો. માયા વડે બટુક બનેલા વામનજી સ્થળમાં મારી રક્ષા કરો, આખા વિશ્વરૂપ ત્રિવિક્રમ ભગવાન આકાશમાં મારી રક્ષા કરો, અસુરના મોટા મોટા અધિપતિઓના શત્રુ ભગવાન નૃસિંહ સંકટહારક રણવગડાઓમાં, અને સંગ્રામ વગેરેમાં મારી રક્ષા કરો, પોતાની દાઢવડે પાતાળમાંથી પૃથ્વીનો ઉધ્ધાર કરનાર ભગવાન યજ્ઞમૂર્તિ વરાહ માર્ગમાં મારી રક્ષા કરો, પરશુરામ પર્વતોનાં શિખરોઉપર મારી રક્ષા કરો. અને ભરતના વડા ભાઇ શ્રીરામ તથા લક્ષ્મણ પ્રવાસમાં મારી રક્ષા કરો. અભિચાર વગેરે સર્વ ઉગ્ર ધર્મથી અને પ્રમાદથી નારાયણ ભગવાન મારી રક્ષા કરો. નર ભગવાન ગર્વથી યોગના સ્વામી દત્તાત્રય યોગના વિનાસથી ગુણના સ્વામી કપિલદેવ કર્મનાં બંધનથી, સનત્કુમાર કામદેવથી. હયગ્રીવ ભગવાન દેવતાઓને પ્રણામ ન કરવારૂપી અપરાધમાંથી તથા દેવર્ષિઓમાં મુખ્ય મુનિ નારદ ભગવાનની પૂજામાં જે કાંઇ વિઘ્ન નડે તેમાંથી અને કચ્છપાવતારી શ્રીહરિ સર્વ પ્રકારના નરકમાંથી મારી રક્ષા કરો, ભગવાન ધન્વંતરી કુપથ્યમાંથી, જિતેંદ્રિય ભગવાન ઋષભદેવ કામક્રોધાદિકના ભયમાંથી, યજ્ઞાવતારી ભગવાન લોકાપવાદથી બળભદ્ર મનુષ્ય તરફથી થનારા ઉપદ્રવોમાંથી અને શેષનાગ ક્રોધ વસ નામના સર્પગણોથી. મારી રક્ષા કરો, ભગવાન વેદવ્યાસ અજ્ઞાનથી ભગવાન બુદ્ધ પ્રમાદવાળા પાખંડીઓનાં ટોળાંથી,

ધર્મની રક્ષા કરવા માટે અવતાર લેનાર ભગવાન કલ્કિ કાળના મળરૂપ કલિયુગથી મારી રક્ષા કરો, કેશવ ભગવાન પ્રભાતમાં ગદા-વડે મારી રક્ષા કરો, બંસી ધારણ કરનાર ભગવાન ગોવિંદ સંગવકાળમાં સાંગને ધારણ કરનારા ભગવાન નારાયણ પૂર્વાહ્ન કાળમાં ચક્રધારી ભગવાન વિષ્ણુ મધ્યાહ્ન કાળમાં ઉગ્ર ધનુર્ધારી મધુ દૈત્યને મારનાર ભગવાન અપરાહ્ન કાળમાં બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એ ત્રણ મૂર્તિવાળા ભગવાન માધવ સાયંકાળમાં ઇંદ્રિયોનાં સ્વામી ભગવાન પ્રદોષ કાળમાં અને પદ્મનાભ ભગવાન એકલાજ અર્ધ રાત્રિ સુધી મારી રક્ષા કરો, શ્રીવત્સનું જેને ચિહ્ન છે એવા ભગવાન પાછલી રાત્રે તરવાર ધારી ભગવાન જનાર્દન મળસ્કામાં દામોદર ભગવાન પ્રભાતમાં અને કાળમૂર્તિ ભગવાન વિશ્વેશ્વર સર્વ સંધિઓમાં મારી રક્ષા કરો હે પ્રલય સમયના અગ્નિ જેવી તીક્ષણ ધારવાળા ભગવાને મૂકેલા ચક્ર તું ચારે તરફ ફરીને વાયુસહિત અગ્નિ જેમ ઘાસની ગંજીને તુરત બાળી નાંખે છે તેમ શત્રુનાં સૈન્યને તું બાળીનાંખ હે વજ્રના જેવા તીક્ષણ સ્પર્શવાળા તણખાઓથી ભરેલી ગદા, તું ભગવાનને પ્રિય છે. તું કુષ્માંડ ભૈરવ, યક્ષ, રાક્ષસ, ભૂત અને ગ્રહોનો ભૂકો કરી નાંખ, તેમજ શત્રુઓનાં ચુરેચુરા કરી નાખ, હે પાંચ જન્ય શંખ, મહામતિ શ્રીકૃષ્ણ ભગવાને ફુંકવાથી મહા ભયંકર શબ્દ કરનારો, તું ભયંકર શબ્દોથી શત્રુઓનાં હૃદયોને કંપાવતો રાક્ષસો, પ્રમથો પ્રેતગણ, માતૃકાગણ પિશાચ બ્રહ્મ રાક્ષસ અને બીજા ઘોર દૃષ્ટિવાળાઓને નસાડી મૂક. હે તીક્ષણ ધારવાળી તરવાર, તું ભગવાનના હસ્તદ્વારા પ્રેરાઇ, મારા શત્રુઓના સૈન્યને કાપી નાંખ. હે ચંદ્રના જેવી સો ફુદડીવાળી ઢાલ, તું પાપી શત્રુઓની આંખોને ઢાંકી દે, અને દુષ્ટ નેત્રવાળાઓની પાપી દૃષ્ટીને હરી લે. અમને ગ્રહોથી કેતુઓથી, મનુષ્યોઓથી, સર્પોથી, દાઢવાળા પશુઓથી અને પાપોથી જે ભય ઉપજે છે, તે સર્વ તથા જેઓ અમારા સુખમાં વિઘ્ન કરનાર છે તે સર્વ ભગવાનના નામરૂપી

અસ્ત્રના કીર્તનથી તત્કાળ નાશ પામો, બ્રહદ્રથંતર વગેરે સામનાં સ્તોત્રોથી સ્તુતિ કરાતા વેદમય અને સમર્થ એવા ગરૂડ ભગવાન સર્વ સંકટોમાંથી મારી રક્ષા કરો, તથા વિશ્વકસેન ભગવાન પોતાનાં નામોથી સર્વ સંકટોમાંથી મારી રક્ષા કરો, શ્રીહરિના નામરૂપ અને નાના પ્રકારનાં આયુધો સર્વ આપત્તિઓમાંથી અમારી રક્ષા કરો, ભગવાનના મુખ્ય પાર્ષદો મારી બુદ્ધિ, ઈંદ્રિયો, મન અને પ્રાણી-ઓની રક્ષા કરો, આ સાકાર નિરાકાર જે કંઈ જગત છે તે સર્વ ખરેખર ભગવાનનુંજ સ્થૂલ સ્વરૂપ છે એ સત્ય વાર્તાથી મારા સર્વ ઉપદ્રવો નાશ પામો, ભગવાન પોતે અભેદ દ્દષ્ટીવાળા મનુષ્યો ભેદ-રહિત જોવામાં આવે છે, તો પણ તે પોતાની માયાવડે આભૂષણો આયુધો અને ચિહ્ન નામની શક્તિઓને ધારણ કરે છે, તે સત્ય પ્રમાણ વડેજ સર્વત્ર અને સર્વ વ્યાપક ભગવાન શ્રીહરિ સર્વપ્રકારના રૂપવડે સર્વત્ર અમારી રક્ષા કરો. નૃસિંહના નામની ગર્જનાથી લોકોના ભયનો નાશ કરનાર અને પોતાના પ્રભાવથી દિગ્ગજ ઝેર, શસ્ત્ર, પાણી, વાયુ, અગ્નિ, વગેરેના પ્રભાવને મંદ કરનાર ભગવાન પ્રહ્લાદ દિશાઓમાં, ખુણાઓમાં, ઉંચે, નીચે, અંદર, બહાર અને ચારે દિશામાં મારી રક્ષા કરો.

શ્રીરામ રામ રઘુનંદન રામ રામ<br>
શ્રીરામ રામ ભરતાગ્રજ રામ રામ<br>
શ્રીરામ રામ રણકર્કશ રામ રામ<br>
શ્રીરામ રામ શરણ મમ રામ રામ<br>
શ્રીરામ રામ ભવતારણ રામ રામ<br>
શ્રીરામ રામ અઘહારણ રામ રામ<br>
શ્રીરામ રામ જનરંજન રામ રામ<br>
શ્રીરામ રામ ભવભંજન રામ રામ<br>
શ્રીરામ રામ રવિવંશજ રામ રામ

શ્રીરામ રામ ભવભેષજ રામ રામ
શ્રીરામ રામ અવધેશ્વર રામ રામ
શ્રીરામ રામ પરમેશ્વર રામ રામ
શ્રીરામ રામ શિવનંદન રામ રામ
શ્રીરામ રામ રિપુકંદન રામ રામ
શ્રીરામ રામ દનુજાંતક રામ રામ
શ્રીરામ રામ નરકાંતક રામ રામ
શ્રીરામ રામ ધરણીધર રામ રામ
શ્રીરામ રામ કરૂણાકર રામ રામ
શ્રીરામ રામ મનુજાકૃતી રામ રામ
શ્રીરામ રામ કમાલાપતી રામ રામ
શ્રીરામ રામ નરનાયક રામ રામ
શ્રીરામ રામ વરદાયક રામ રામ
શ્રીરામ રામ ગરૂડધ્વજ રામ રામ
શ્રીરામ રામ મનરેભજ રામ રામ
શ્રીરામ રામ જપતાં સહુ કષ્ટ જાય
શ્રીરામ રામ જપતાં શુભ સર્વે થાય
શ્રીરામ રામ રસના રટતાં સદાય
શ્રીરામ રામ મય વિશ્વ બધું જણાય
શ્રીરામ રામ રસના રટજો સદાય
શ્રીરામ રૂપ હૃદયે વસજો સદાય
શ્રીરામપાદ મુજ મસ્તક તા વિરાજો
શ્રીરામચંદ્ર અવસાન સહાય થાજો
જે રામ રામ થઇ રાવણને વિદાર્યો
જે રામ કૃષ્ણ થઇ કંસ કુપાત્ર માર્યો
જે રામ રાય રણછોડ થઇ બિરાજે
તે રામનામ બલથી નિજ દાસ ગાજે

# શ્રી રામ રક્ષા.



શ્રી રામચંદ્રજીનું ચરિત્ર સો કરોડના વિસ્તારવાળું છે અને એકેક અક્ષરના પણ જે માણસો પાઠ કરે છે તેના મહાપાપ નાશ થાય છે. નીલા કમળના જેવી શ્યામ જેની મૂર્તિ છે, અને કમળનાં સરખાં નેત્રવાળાં શ્રી સીતાજી તથા લક્ષ્મણજી સહિત, જટાથી અને મુગટથી શોભીતા, તરવાર સહિત, ભાલા અને ધનુષ્યબાણ જેનાં હાથમાં છે એવા, રાક્ષસોના કાળરૂપ અને જગતનું રક્ષણ કરવા માટે પોતાની લીલાથી જે પ્રગટ થયા છે, જન્મ મરણ રહીત અને સમર્થ એવા શ્રી રામચંદ્રજીનું ધ્યાન ધરીને પાપને ટાળનારી અને સર્વ કામનાને પુરનારી આ રામરક્ષાના પાઠ કરવો. રઘુકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીરામચંદ્રજી મારા માથાની રક્ષા કરો. દશરથના પુત્ર મારા કપાળની રક્ષા કરો. કોશલ્યાના પુત્ર મારી આંખોની રક્ષા કરો. વિશ્વામિત્રને પ્રિય એવા મારા બેકાનની રક્ષા કરો. યજ્ઞનું રક્ષણ કરનારા મારી નાસિકાની રક્ષા કરો. લક્ષ્મણજી જેની પ્રીય છે એવા, મારા મુખની રક્ષા કરો. વિદ્યાના ભંડાર મારી જીભની રક્ષા કરો. ભરતજીએ નમસ્કાર કરેલા રામચંદ્ર મારા કંઠની રક્ષા કરો. દિવ્ય આયુધને ધારણ કરનારા મારા ખભાની રક્ષા કરો. શિવના ત્રયંબક ધનુષ્યને ભાગનાર મારા ભુજાની રક્ષા કરો. સીતાના પતિ મારા હાથની રક્ષા કરો. પરશુરામને જીતનાર મારા હૃદયની રક્ષા કરો. ખેરદૈત્યને મારનાર રામચંદ્ર મારા મધ્યની રક્ષા કરો. જાંબવનના આશ્રય રૂપ રામચંદ્ર મારી નાભિની રક્ષા કરો. સુગ્રીવના ઇશ્વર રામચંદ્રજી મારી કટીની રક્ષા કરો. હનુમાનના રામચંદ્ર મારી બે સાથળીની રક્ષા કરો. રાક્ષસના કુળનો નાશ કરનારા રઘુકુળમાં ઉત્તમ રામચંદ્ર મારાં બે ઉરૂની રક્ષા કરો. સમુદ્રપર સેતુ બાંધનારા મારા ગોઠણની

રક્ષા કરો રાવણુંના નાશ કરનારા રામચંદ્રજી મારી જંઘાની રક્ષા કરો. વિભીષણને લંકાનું રાજ્ય આપનારા મારા પગની રક્ષા કરો. અને રામચંદ્રજી મારા આખા શરીરની રક્ષા કરો. સર્વ કલ્પવૃક્ષોના આરામ રૂપ ,સઘળી વિપત્તિઓને દુર કરનારા, અને ત્રિલોકીને આનંદ આપનારા શ્રીમાન રામચંદ્રજી અમારા પ્રભુ છે તરૂણ અવસ્થાવાળા અતિરૂપવાળા, સુકુમાર શરીરવાળા, ઘણા બળવાલા કમળસરખા વિશાળ નેત્રવાળા જુનાં શ્રેષ્ટ મૃગચર્મ રૂપ વસ્ત્ર ધરનારા ફળમુળ ભક્ષણ કરનારા ઈંદ્રિયોને વશ રાખનારા તપ કરનારા, બ્રહ્મચર્યવ્રતને પાળનારા અને દશરથના પુત્ર અને લક્ષ્મણજીના ભ્રાતા શ્રી રામચંદ્ર જેને સર્વ પ્રાણિયોને શરણે જાવા યોગ્ય છે. સર્વ ધનુશધારીઓમાં ઉત્તમ અને રાક્ષસોના કુળના નાશ કરનારા આ રામ અને લક્ષ્મણજી રઘુવંશના ઉત્તમ પુરૂષ અમારી રક્ષા કરો. સજ્જ કરેલું ધનુષ્ય જેમણે ચડાવ્યું છે. એવા બાણના સ્પર્શ કરનારા અને જેમાં બાણો ખુટે નહિ એવી ભાથાઓ જેને સંગે છે એવા શ્રી રામ લક્ષ્માણ મારૂ રક્ષણ કરવા માટે પૃથ્વી ઉપર નીરંતર આગળ ચાલજો. જે કવચ પહેરેલાં ખંડન ધારણ કરેલાં અને ધનુષ્યબાણ ધરનારા સુવાન શ્રી રામચંદ્ર અને લક્ષ્મણજી સાથે રહી માર્ગે ચાલનારા અમારા મનોરથની રક્ષા કરો. દશરથ રાજાના પુત્ર, શુરવીર, લક્ષ્મણ જેની સેવા કરે છે. એવા, બળિયા, કકુસ્ત્થકુળમાં જન્મેલ, પુરૂષ સર્વ કામનાથી ભરેલાં, કોશલ્યાના પુત્ર રઘુકુળમા ઊત્તમ વેદ તથા વેદાંતા જેના સ્વરૂપને જાણે છે એવા, યજ્ઞોના ઈશ્વર, પુરાણ પુરૂષનાં ઉત્તમ, જાનકીજીના પતિ, શોભાયમાન, જેનાં પરાક્રમ જાણી ન શકાય એવા શ્રી રામચંદ્રજી છે. એ પ્રમાણે મારા ભકતોને શ્રદ્ધા રાખીને નિરંતર પાઠ કરે તો અશ્વમેઘ યજ્ઞ કરવાના પુણ્યને પામે છે તેમાં કાંઇ સંદેહ નથી. દુર્વાના દલ જેવા શ્યામ વર્ણવાળા કમલનાં સરખાં નેત્રવાળાં અને પીળાં વસ્ત્ર પેહેરનાર શ્રી રામચંદ્રજીની દિવ્ય સ્તુતિ પુરૂષો કરે છે તે જન્મ મરણને પામતાં નથી. શ્રી રામચંદ્રજી કે જે

લક્ષ્મણજીના મોટા ભાઇ છે, રઘુકુળમાં ઉત્તમ છે, સીતાના પતિ છે કકુત્સ્થ રાજાના કુળમાં ઉત્પન્ન થયાં છે કરૂણાના સમુદ્ર રૂપ છે ગુણના ભંડાર રૂપને બ્રમાણો જે તે પ્રીય છે ધર્મને વિષે પ્રીતીઓ વાળાં, રાજાઓમાં ઇંદ્ર રૂપ સત્યના ભંડાર રૂપ દશરથનાં પુત્ર છે. શ્યામ સ્વરૂપ છે, શાંત મૂર્તિવાળા છે લોકોને આનંદ આપનારા છે રઘુકુળને શોભાવનારા છે, અને રાવણના જે શત્રુ છે એવા રઘુકુળમાં જન્મેલાં શ્રીરામચંદ્રને હું નમસ્કાર કરૂં છું. રઘુકુળના નાથ અને સીતાના પતિ એવા શ્રીરામ કે જેનાં રામચંદ્ર અને રામભદ્ર એવા નામ છે તથા વિધાતા રૂપ ઉત્પત્તિ, સ્થિતી અને પ્રલયને કરનાર તેમને નમસ્કાર કરૂં છું. હે રઘુકુળના વંશમાં થયેલા હે રામ. હે રામ, હે રામ, હે ભરતના મોટા ભાઇ, હે રામ. હે રામ, હે રામ. હે રણસંગ્રામમાં કઠણ જણાતા હે રામ, હે રામ. હે લક્ષ્મીને રમાડનારા. હે રામ, હે રામ, અમારૂં શરણ થાઓ. શ્રીરામચંદ્રજીના ચરણને મન વડે સ્મર્ણ કરૂં છું શ્રીરામચંદ્રના ચરણને વચન વડે ગાઉં છું; અને શ્રીરામચંદ્રના ચરણને મસ્તક વડે નમું છું. અને શ્રીરામચંદ્રજીના ચરણ કમળને હું શરણ થાઉં છું. મારી માતા શ્રીરામચંદ્ર છે. મારા પિતાશ્રી રામચદ્ર છે. મારા સ્વામી શ્રીરામચદ્ર છે, મારા મિત્ર શ્રીરામચંદ્ર છે અને મારૂં સર્વસ્વ દયાળું એવા શ્રીરામચંદ્ર છે. બીજા કોઇને હું માતા. પિતા. સ્વામી, મિત્ર અને શર્વસ્વ જાણતા નથી. સમજતા નથી. અને ઓળખતા પણ નથી. જેની જમણી કોરે શ્રીલક્ષ્મણજી છે, જેની ડાબી કોરે શ્રીજનકની પુત્રી શ્રીસીતાજી છે અને જેની આગળ ચાલનારા શ્રીહનુમાનજી છે તે શ્રી રઘુકુળના કુમાર શ્રીરામચંદ્રને હું નમસ્કાર કરૂં છું લોકોને આનંદ આપનારા, રણ સંગ્રામમાં ધીરજ રાખનારા, કમળ સરખાં નેત્રવાળા રઘુવંશનાં નાથ દયાની મૂર્તી રૂપ અને કરૂણાથી ભરેલા શ્રીરામચંદ્રને હું શરણે જાઉં છું. મનના જેવા વેગવાળા, વાયુના જેવી ગતિવાળા ઇંદ્રિયોને જીતનારા બુધ્ધિવાન પુરૂષોમાં વખાણવા

યોગ્ય, વાયુના પુત્ર, અને વાનરાઓના યુથના (સૈન્યમાં) મુખી, એવા શ્રીરામચંદ્રજીના દૂત (શ્રીહનુમાનજીને) હું શરણે જાઉં છું. કવિતા રૂપી શાખા ઉપર બેસીને મીઠાશ ઉપજે એવી રીતે "શ્રીરામ શ્રીરામ" એવી રીતે કોયલની માફક મધુર વાણિઓ ઉચ્ચાર કરતાં (અર્થાત રામાયણની કવિતાને ગાતા) એવા વાલ્મીકિરૂષિ કોકિલને હું નમસ્કાર કરૂં છું. આપત્તિઓનો નાશ કરનારા, સર્વ સંપત્તિઓને આપનારા અને લોકને આનંદ આપનારા શ્રીરામચંદ્રજીને વારંવાર હું નમસ્કાર કરૂં છું. શ્રીરામ નામનો ઉચાર કરવાથી સર્વ સંસારના બીજને શેકી (અર્થાત બાળિ નાંખનારો જન્મ મરણનાં કારણને નાશ કરનારા) સુખરૂપ સંપતિઓને શુધ્ધ કરનારો; અને યમના દુતોને તરછોડી નાખનારો છે. રાજાઓમાં મણી સરખાં, શ્રીરામચંદ્ર નિરંતર જયને પામે છે. લક્ષ્મીના પતિ રામચંદ્રને હું ભજું છું, જે રામચંદ્રજીએ રાક્ષસોની સેનાને હણી નાંખી તે શ્રી રામચંદ્રને હું નમસ્કાર કરૂં છું. શ્રીરામચંદ્રજીથી બીજું કોઇ શરણ જવા યોગ્ય નથી હું શ્રીરામચંદ્રજીનો દાસ છું. શ્રીરામચંદ્રજીમાં સદૈવ મારા ચિતનો લય થજો. હે શ્રીરામ મારો ઉધ્ધાર કરો સારા કૃત્યને કરનારો જે માણસ આ રામના બળવાળી રક્ષાનો પાઠ કરે છે તે લાંબા આયુષ્ય વાળો થાય, સુખી થાય, પુત્ર પામે, જય મેળવે અને વિનયવાળો થાય. શ્રીરામચંદ્રજીના નામથી જેને રક્ષા થઇ હોય તેને પાતાળમાં પૃથ્વી ઊપર અને આકાશમાં ફરનાર દૈત્યો જોવાને પણ સમર્થ થતાં નથી. અર્થાત તેનો ભય થતો નથી. કલ્યાણને કરનારા, રામચંદ્રનું રામ રામચંદ્ર એ પ્રમાણે જે સ્મરણ કરે છે તે માણસ કોઇ દિવસ પાપથી ન લેપાતાં સુખ પામે છે અને મોક્ષને મેળવે છે. જગતને જીતનારા એક રામનામના મંત્રથી જેમાં રક્ષા કરવામાં આવી છે એવું આ સ્તોત્ર કોઇ પાઠ કરે તો તેને સર્વ સિધ્ધિઓ હાથમાંજ આવી રહે છે. વજ્રપંજર નામના આ રામ રક્ષારૂપક વચનો જે પાઠ કરે તે અખંડ જ્ઞાનવાળો અને સર્વ ઠેકાણે કીર્તીરૂપ કલ્યાણને મેળવે છે.

આ રામરક્ષા શ્રી સદાશિવે વિશ્વામિત્ર ૠષિને સ્વપ્નમાં આવીને કહી તેજ પ્રમાણે તે બુદ્ધીવાન ૠષિએ સહુવારમાં ઊઠીને જગતનાં કલ્યાણ માટે, લખી લીધી છે. વારંવાર શ્રીરામનું નામ જપતો હું મનોહર રામચંદ્રને વિષે રમું છું હે પાર્વતી એક રામ નામ અને બીજા હજાર નામ એ બે બરાબર છે.



# ભજનો.

( ૧ )

વિઘ્ન હરણ ગવરીકે નંદન (૨)
સમરૂં સદા સુખદાઈરે (૨)
જીસ્કી સુમરનસે પાપ કટત હય (૨)
નિર્મલ હોય મતી મોરીરે (૨)— વિઘ્ન
અવગુણ બહોત ગુણ નહિ એક (૨)
માફ કરો ચુક મોરીરે (૨)—વિઘ્ન
નિર્મલ દાસ સંતનકો સેવક (૨)
રાખો ચરણમે તોરીરે (૨)—વિઘ્ન



( ૨ )

શ્રી પરમાત્મા જગદાધાર તારે મંદીરે આવ્યા
કરવા આત્માનો ઉદ્ધાર તારે મંદીરે આવ્યા—ટેક
પ્રભુ જ્ઞાન ભક્તિને આપો, પ્રભુ કષ્ટ હમારા કાપો
અમે જપીએ તમારા જાપો તારે મંદીરે આવ્યા—શ્રી
પ્રભુ તમે ગરિબનિવાજા છો રાજાઓના રાજા
મારા ખોલો દીલ દરવાજા તારે મંદીરે આવ્યા—શ્રી
પ્રભુ જેવા તેવા તમારો પ્રભુ વાંક ન જોશો મારો
મારે દાસપણાનો દાવો તારે મંદીરે આવ્યા—શ્રી
આ દાસ તમારો કહે છે મન માન્યું માંગી લે છે
એ તો રણછોડ પાસે રહે છે તારે મંદીરે આવ્યા—શ્રી

( ૩ )

માતું સરસ્વતિ કરો કૃપા અતિ
      અજ્ઞ બાળકોને દે તું નિરમળા મતિ
જગત જનુનિ પર દુઃખ ભંજન
      દીન દયાળુ માં (૨)
આશ્રય આપો વિઘ્નો કાપો
      ટાળો તિમિર તમામ–માતું
સમરૂં માતા સરસ્વતિ વાણી અવિચળ આપ
ગુણ ગાવું ગોવિંદના ટળે ભવો ભવના તાપ



( ૪ )

પ્રભુ બુધ્ધી અમારી સુધારી રે કરો જીવન મંગળ કારી—ટેક
જય જય ગોવિંદ મુરારી ગોવર્ધન ગિરિવરધારી
અવિનાશી હરિ અઘુરારી રે કરો જીવન મંગળકારી—પ્રભુ
પ્રભુ પાપ વૃત્તીને કાપો સંતાપ ને શાંતી આપો
અવગુણથી હૈયોને ઉગારી રે કરો જીવન મંગળકારી—પ્રભુ
શુભ જ્ઞાન ધ્યાનને ધરવા રૂડી નીર્મળ ભકિત કરવા
સતસંગે પ્રેમ વધારી રે કરો જીવન મંગળકારી—પ્રભુ
હરિ સંકટ સર્વે હરજો કલ્યાણ જગતનું કરજો
અમે આવ્યા શરણ તમારી રે કરો જીવન મંગળકારી—પ્રભુ
પ્રભુ દર્શન દેજો દોડી કહે દીન દાસ કર જોડી
ભવ સાગર પાર ઉતારી રે કરો જીવન મંગળકારી—પ્રભુ

( ૫ )

આંખલડી આગે રહેજો હરિ આંખલડી આગે
નિત્ય નિત્ય નિરખું તમને નેહે
ભવ ભાવટ ભાંગે—રહેજો
ચિત્ત ચોંટે નહિ અન્ય જગાએ
શરણું સુખ લાગે—રહેજો
અનંત જુગનું ટળે અંધારૂં
જ્યોતિ હૃદય જાગે—રહેજો
રીઝું નહિ હું બીજે રંગે
રહું તમ અનુરાગે—રહેજો
અડધીક્ષણ પણ જશોના અળગા
બ્રહ્માનંદ માગે—રહેજો



( ૬ )

મારા આતમ તણા આધાર અંતર જામીરે
વિશ્વેશ્વર કરજો વ્હાર કહું શીર નામી રે
મારા સાચા સંગી આપ અંતર જામીરે
થજો બુડતાં બેલી બાપ કહું શીર નામીરે
જપું નીશ દીન નામના જાપ અંતર જામીરે
બળ એવું આપો અમાપ કહું શીર નામીરે
મારા વિષય તણા વિકાર જાયે વામીરે
એવી કૃપા કરો કીરતાર, કહું શીર નામીરે
કહી ભક્ત ભજનમાં નાથ આવે ખામીરે
નવ છોડશો મારો હાથ કહું શીર નામીરે

મારા અંત સમયમાં દેવ અંતર જામીરે
દેજો દર્શન તત ખેવ કહું શીર નામીરે
અવગુણી તોયે નીજ દાસ અંતર જામીરે
રાખજો ચરણની પાસ કહું શીર નામીરે
મારા ટાળી ભવના ફંદ અંતર જામીરે
હરિ દેજો પરમાનંદ કહું શીર નામીરે



( ૭ )

શરણમેં આયે હય હમ તિહારે
દયા કરો હે દયાળુ ભગવન ટેક
ન હમમેં સાધન ન હમમેં ભક્તિ
ન હમમેં બલ હૈ ન હમમેં શક્તિ
તુમારે દરકે હૈ હમ ભિખારી
દયા કરો હે દયાળુ ભગવન—શરણમે
જો તુમ પિતા હો તો હમ હૈ બાળક
જો તુમ હૈ સ્વામી તો હમ હૈ સેવક
જો તુમ હૈ ઠાકોર તો હમ પુજારી
દયા કરો હે દયાળુ ભગવન—શરણમે
તુમીહો પાલક તુમીહો બાલક
તુમારી ગતિ હૈ જગતસે ન્યારી
સંભાળો બિગડી દશા હમારી
દયા કરો હે દયાળુ ભગવન—શરણમે

(૮)

એ આપો એ આપો રણછોડરાય એ આપોરે
ભક્તોની ભીડમાં સ્થાપો-રણછોડરાય એ આપોરે
સદા હરીનું સમરણ કરતાં (૨)
બળે બધા પુર્વના પાપો—રણછોડરાય
માયાની જાળમાં જગત વીટાયું (૨)
કૃપા કરીને કાપો—રણછોડરાય
સદા હરિ સમરણ ને ગુરૂસેવા (૨)
આનંદનાં નહી મા પો—રણછોડરાય
રસના રસમાં રસબસ થઈ ને (૨)
જપે તમારા જાપો—રણછોડરાય
રામના નામની એવી સીતલતા (૨)
ટળે જેથી ત્રીવીધીના તાપો—રણછોડરાય
દાસનો દાસ કહે ગુરૂ પ્રતાપે (૨)
દાસનો દાસ કરી સ્થાપો—રણછોડરાય



(૯)

પ્રભુ એક અરજ સ્વીકારો (૨) મારે હ્રદય મંદીરીએ પધારોરે-પ્રભુ
માફ કરો અપરાધ હમારા મહેર કરીને સ્વામી
સ્તવીએ નીત્ય અંતરયામી (૨) મારા મનના મેલ નીવારોરે-પ્રભુ
અષ્ટ પહોર રહે સમરણ તમારૂં, એવીટેક રખાવો
ભક્તી રસ પીયુષ ચખાવો (૨) જેથી સફળ થાય જન્મારોરે-પ્રભુ
સફળ કરો આ જીવન હમારૂં, દર્શન દઇને દયાળું
હું સૌ સ્થળે તમને ભાળું (૨) મારો બેડલો પાર ઉતારોરે-પ્રભુ

(૧૦)

મારા નાથજી મુજને ભકિત દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો
ભકિત આપી ભલા ભાવથી ભુધરા, અંતે આવી, અહોનીશ રહેજો-મા
ભકિત કારણ મારો દેહ દુર્બલ હજો, દેહ કારણ રખે સ્નેહ જાયે
આજ મન સાથ જદુનાથ જો વીસરે, વળતી વહે મારી, કુણથાયે-મા
કર્મ કુંડા કરી ખાણ ચારે ભરી નાસવા નીસરી નામ બારી
કૃષ્ણ કિર્તન વિના, જામ જાએ વૃથા, જેમ રહે જૂગટે સિધ્ધિ હારી-મા
બહુ પ્રકારના ગર્ભવાસે ફર્યો નવ ઠર્યો નાથજી શરણ પાખે
ભવ વિષે બુડતાં બહારને બુમ નહિ બાંહ્ય ગ્રહી મુજને કોણ રાખે-મા
અલ્પ આયુષ્યમાં કલ્પના મનુષ્યની, આજ કીધુ આ, કાલે કરવું-
શ્વાસનો, શો વિશ્વાસ, એક નિમિષનો, આશ અધુરી અને, એમ મરવું-મા
ઉત્તમ મધ્યમ વરણ શ્રી વિઠ્ઠલા પ્રગટથઇ ભકિત એવી પમાડો-
નરસૈયા રંકપર ટંક કરૂણા કરો દીનબંધુ વળ્યો આંક આડો-મા



(૧૧)

માહરે તો તાહરા નામનો આશરો, તું વિના સ્હાય કોણ કરશે મારી
દિનબંધુ હે દયાળ દામોદરા આવ્યો અવસર હવે લે ઉગારી
આજ તું ભકતની લાજ લક્ષ્મીવર, રાખ કરૂણાકર બીરદ ધારી
તારે તો સેવક કોટી છે શામળા, મ્હારે તો એકજ આશ તારી
માન અપમાન હવે નથી રહ્યું જરી ભૂપતિ બોળાવ્યો કામ કીજે
રાખીએ નાથ અનાથને દુઃખ થકી, આશ અનંત તુજ નામ લીજે
નાથ તું અનાથનો સાખ શાસ્ત્રો પુરે, વાતવિસ્તારતાં વાર લાગે
કૃત્ય કીધાં રખે આજ સંભાળતો, હું મતિમંદ અજ્ઞાન આગે
રાયને માન વાધ્યું દીસે અતિ ઘણું, તે તમે ચિત ધરોનાથ મારા
ભણે નરસૈયો ભુતળ વિષે અવતરી હું તો હરનિશ ગુણ ગાઉં તારા

(૧૨)

તાહરી મ્હેરની લ્હેર એક પલક જો પામું તો ત્રિવીધના તાપ તો જાય ન્હાસી
અષ્ટ માહા સિધ્ધી નવનીધીને મહામતી, દ્વાર ઉભી રહે થૈને દાસી
પ્રેમથી સમર્યા જે તેને નથી પરહર્યા ભકત વત્સલ એનો વેદ સાખી
ઉંચકે નીચ કે અધમ નથી જાણતા, શરણે આવ્યા તેને લીધા રાખી
પતિતપાવન કરો, વ્રત એવું દીસે, એમ જાણી લીધું શરણુ તારૂં
કરજો કૃપા હરિ. દ્રષ્ટ કરૂણાભરી જે થકી કાર્ય સીધ્ધ થાયમારૂં-
દીનબંધુ દીનાનાથ દયાળ હે નાથ અનાથના જગત સ્વામી
નરસૈયો ભકત એક જેવો તેવો ગણી, શુધ્ધ તું સદાએ અંતરયામી-



(૧૩)

બાપજી પાપ મેં કવણ કીધાં હશે, નામ લેતાં તારૂં નિદ્રા આવે
ઉંઘ આળસ આહારમાં આથડયો, લાભ વીણ લવરી કરવી ભાવે
દીનની પુંઠે તો, દીન વહી જાય છે, દુરમતિનાં મેં ભર્યા રે ડાલાં
ભકિત ભુતળ વીષે; નવકરી તાહરી ખાંડયા સંસ્કારનાં થોથાં ઠાલાં
દેહ છે જુઠડી કર્મ છે જુઠડાં જગત જુઠાનું સૌ કામ કાચુ
ફરીફરી વર્ણવુ શ્રીહરિ તુજને પતિતપાવન તારૂં નામ સાચું
તારી કરૂણાવિના, કૃષ્ણ કોડામણાં, કળ અને વિકળના બળ ન ફાવે
નરસૈયા રંકને જંખના તાહરી, પ્રેમ કરી શરણુમાં રાખ તારે



(૧૪)

શ્યામ શું સુતો સોડ તાણી રે, તે તો મારી પીડ ન જાણી-શ્યામ
સમોવડ સમોવડ સુઈ રહા શું, દયાળુ છો જુગદીશ [૨]

કીડીના ઊપર શું કુવાડલો [૨] મુજરંક ઊપર શું રીસરે-તં તો
વૃન્દાવન વૃક્ષ શીતળ છાયા, ટટ યમુનાનાં નીર [૨]
રાધાજી તારૂં નામ જપેનિત એવા પોઢ્યા શ્યામ શરીર રે-તેં તો
માનીતીને કારણે લાવ્યા પારીજાતકનું ઝાડ— [૨]
નરસૈયાને હાર આપતાં તુને શાનો ચડે છે પાડ—તં તો
ભક્ત પ્રલ્હાદની પ્રતીજ્ઞા પાળી. ગજની કીધી સહાય [૨]
જરા સંધને મારી છોડાવ્યા, રાજા વીસ હજાર રે— તં તો
નંદ વસુદેવ મોતે મરી ગયા, મુજરંક ઊપરશું ક્રોધ (૨)
બેઉ કરજોડી ભણે નરસૈયો, તમે જાગોને જાદવ જોધરે—તં તો



(૧૫)

પ્રભુ મને તારો પાર ઉતારો
વિકટ વમળ ભવસાગરમાં ભય. ભમતા ન આવે આરો
વક્ર વદનના મધર પ્રચંડ પુંઠે, કેડો મુકે નહિ મારો-પ્રભુ
તમ વિણ એકે આધાર ન દીસે, આવી નટવર નાવ ઉગારો
વ્હાલમ વિનંતી છે નરસૈયા દીનની આ પ્રીત કરી ચિતે ધારો-પ્રભુ૦



(૧૬)

શ્રી હરિ નરહરિ કૃષ્ણ કૃપા કરી, રાખો લક્ષ્મીવર ચરણ શરણે
શોક મોહે ગયા જન્મ સઘળા વૃથા દુષ્ટ ચિંતા કરી ઉદર ભરણે
—શ્રી
માત તું તાત તું ભ્રાત તું ભૂદરા, તુજ વિના અવર કોને ન જાણું
દાસ હું નાથ તું એમ સમજી સદા, દવારમાં બેસી તુજ ગુણ વખાણું
—શ્રી

શરણુ ઘો શ્રીહરિ દીન જાણી કરી, સર્વદા દાસને ચરણે રાખો
બેઉ કર જોડીને નરસૈયો વિનવે, નીત્ય પ્રતિ નીત્ય કરૂણાએ
દાખો—શ્રી



( ૧૭ )

હું સદા દીન તું દયાળ દામોદરા, હે દીનાનાથ જોને વિચારી,
ચરણને શરણુ આવ્યો કૃપાનાથ હું, તું લે સંભાળ ગોપાળ માહરી-હું
દેવના દેવ સુણુ, ભક્ત વત્સલ હરિ, વિશ્વપાલક એવું બીરદ તારે
એમ જાણું ગમે તેમ કર ત્રિકમાં, અવર સ્વામી ન કોઇ શિર મ્હારે-હું
જો મારા કરમ સામું ભાળે ભુધરા, પતિત પાવન તારૂં નામ જાશે,
છોડતાં છુટતું નથી હવે શ્યામ તું, છોડે તો નિશ્ચે ઉપહાસ થાસે-હું
આવીને દ્રૌપદી સામે ઉભો રહ્યો, નામ પોકારીને સ્હાય માગે
તેમ તુજ નામનો નરસૈયો જપ કરે, રાખ શરણે તુજ ચરણુ આગે-હું.



( ૧૮

ના પડે પુરૂં તમ નાથ કૃપા વિના, એક આણું ત્યાં અનેક ખુટે
પાપ દ્રષ્ટે કરી, દ્રવ્ય સંચુ હરી, અગ્નિ બાળે કે નૃપચોર લુંટે-ના
મનના મનસુબા, મનમાંજ રહી જાય છે, સાત સાંધુ તીયાં તેર તુટે
નરસૈના સ્વામી, તમારી કૃપા વિના, રંક મનાવું ત્યાં રાય રૂઠે-ના



( ૧૯ )

કૃષ્ણ ગોપાળ તુજ, ભક્તિ વિણભવ વિષે ભટકતો મુજને કોણ રાખે
અનેક યોનિ ભમ્યો, તાપ તોયના સમ્યો, ક્ષણ નથી સુખ તુજ શરણ
પાખે—કૃષ્ણ૦

ક્ષિણ પુણ્યે કરી, દેહ જગમાં ધરી, દુષ્કૃતોથી હજી ના વિરામ્યો
લોભ લ્હેરે ભમ્યો, નીચ જનને નમ્યો, દેહ દુઃખમાં રમ્યો વિષય
પામ્યો—કૃષ્ણ૦

રતન જતને જડયું છીપ માંહે પડયું, કાળ અચાનકે કંઠ સાહયો
કામરૂ દેશની કુટીલ માયા મલી, કારમું કુટુંબ દેખી લોભાયો
—કૃષ્ણ૦

સાચો સગો ખરો તું ત રહ્યો પરો, અણ છતું દુઃખ મેં શિર લીધું
મારૂં મારૂં કરી, મોહ મમતાભરી, અમૃત ઢોળીને વિખ પીધું
—કૃષ્ણ૦

જનમને મરણ જોબન જરાએ દમ્યો, આહાર વિહાર નિંદ્રામાં મોહ્યો
કલ્પના કોટ ભવ મોટપ મટી નહી, કૃષ્ણ કિર્તન વિના કાળ ખોયો
—કૃષ્ણ૦

એક ક્ષણ પણ ન રહે મનમુજ આવર્યું પ્રીત ધરી ચિત ભકિતમાં મ્હાલે
નરસૈંયા રંકને કંખ ભોરંગ ડસ્યો, એ દુઃખ તુજ વિના કોણ ટાળે
—કૃષ્ણ૦



( ૨૦ )

દ્વારકાના વાસીરે અવસરે આવજોરેજી
રાણી રૂકમાણી રે કેરા કંથ
દુષ્ટ દુર્યોધન રે લાગ્યો મને પીડવારેજી
પ્રભુ મારા ચોગમ ન્યાળું તારો પંથ —દ્વારકા
ગજને મુકાવ્યો રે આણીસમે ગ્રાહ થકીરેજી
કીધી તમે સુધન્વાની રે વ્હાર
નરસિંહ રૂપેરે, હિરણ્ય કશ્યપુ હણ્યોરેજી
ભક્ત પ્રહલાદનો કીધો ઉધ્ધાર —દ્વારકા

વસમી આ વેળારે વ્હારે ચઢજો વિઠલારેજી
ધાજો પ્રભુ દ્રૌપદી માટે નિરધાર
ગરૂડે ચઢીનેરે ગોવિંદ પધારજોરેજી
વિનવે દાસ નરસૈયો વારંવાર — દવારકા



( ૨૧ )

તું તારા બિરદ સામું જો જે શામળીયા,
ના જોઇશકરણી અમારીરે વ્હાલા-તું
ભક્ત પ્રહ્લાદ કારણ સ્તંભમાં વસીયા, પ્રગટયા દેવ મુરારીરે વ્હાલા
બ્રહ્માંડ જવાલા વ્યાપી લાક્ષા ગૃહે પાંડવો લીધા ઉગારીરે વ્હાલા-તું
ચીર પુર્યાં આવી દુષ્ટોની સભા વચ્ચે લાજ પંચાળીની પાળીરે વ્હાલા
તેલ કઢાઇની, ઉની શીતળ કીધી, વેળા સુધન્વાની વાળીરે વ્હાલા-તું
વિપ્ર સુદામાના, તાંદુલ આરોગ્યા, વિદુરની ખાધી ભાજીરે વ્હાલા
શિવરીના એઠા બોરજ પ્રાશ્યાંતમે, પ્રીત દેખી થયા રાજીરે વ્હાલા-તું
અનેક ભકતો એમ, આગે ઉધાર્યા, સહાય થયા મુરારીરે વ્હાલા
નરસૈયાના પ્રભુ, સ્વામી શામળીયા, મોટી છે ઓથ તમારી, રે વ્હાલા-તું



( ૨૨ )

તુમબીન મેરી કોન ખબરલે, ગોવરધન ગીરધારીરે—ટેક
મોર મુગટ પીતાંબર સોભે, કુંડલકી છબી ન્યારીરે—તુમ
ભરી સભામાં, દ્રૌપદી ઠારી, રાખો લાજ હમારીરે—તુમ
મીરાકે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ બલીહારીરે-તુમ

( ૨૩ )

હરિ મને પાર ઉતાર, નમી નમી વિનતિ કરૂં છું
જગતમાં જન્મીને બહુ દુઃખ દેખ્યા, સંસાર શોક નિવાર-નમી નમી
કષ્ટ આપે મને કર્મના બંધન દુર તું કર કીરતાર—નમી નમી
આ સંસાર વહ્યો વહ્યો જાય છે, લખચોરાશી ધાર—નમી નમી
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર આવા ગમન નિવાર—નમી નમી



( ૨૪ )

અરજ કરે છે મીરા રાંકડીરે ઉભી ઉભી
મુનીવર સ્વામીમારે મંદીરે પધારો વ્હાલા
સેવા કરીશ દીન રાતડીરે ઉભી ઉભી—અરજ
ફુલનાતો હાર વ્હાલા ફુલના બનાવું ગજરા
ફુલના તોરાને ફુલ પાંખડીરે ઉભી ઉભી—અરજ
બાઇ મીરાં કહે છે પ્રભુ ગીરધર નાગર
તમને જોઇને ઠરી આંખડીરે ઉભી ઉભી—અરજ



( ૨૫ )

નાવ કીનારે લગાવ
પ્રભુજી નાવ કીનારે લગાવ
ઘેરી ઘેરી નદીયાં નાવ પુરાની
ભવમેં ડુબત બચાવ — પ્રભુજી
ધાર વિકટ મહા, પાર નહી કહાં

વહી જાત હઉં તરાવ — પ્રભુજી
જ્ઞાન ધ્યાનકી દોર બાંધકે
નૈયા તીર લગાવ — પ્રભુજી
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર
પડું મેં તુમરે પાવ — પ્રભુજી



( ૨૬ )

અબ મેં શરણુ તીહારે આઇ, પ્રભુ મોહે રાખો કૃપા નિધાન
રાખો કૃપા નિધાન, શરણુ મોહે રાખો કૃપા નિધાન—અબ
અજામેલ અપરાધી, પાપી, તારે નીચ નીદાન
જલ ડુબત ગજરાજ ઉગાર્યો, ગુણુકા ચઢી વિમાન--અબ
ઔર અધમ અનેક ઉધ્ધારે, ભાંખત સંત સુજાન
કુબડી તારી ભીલડીતારી, વિદીત હે વેદપુરાન—અબ
કહાં લગી કહું ગિનત ન આવે, કથા ચરિત ગુણુગાન
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, અરજ સુણો ભગવાન—અબ



( ૨૭ )

પ્રભુ પાલવ પકડીને રહીછું પ્રેમથીરે
મારા છેલ છબીલા અંતરના આધાર
ઉભી અરજ કરે મીરાંબાઈ રામનેરે—ટેક
મારાં દાસી પણાનાં દુઃખ સરવે દુર કરોરે
શીશ નામું મારા સદ્ગુરૂને પ્રણામ
ઉભી અરજ કરે મીરાંબાઇ રામનેરે—પ્રભુ

**સાખી**

સાસરીઆમાં સુખ નહીં, મહીયરીયે નહી માન
સુખ દુ:ખની વાતડી ધરતું નથી કોઈ ધ્યાન
હવે નથી રહેવું રાણાજીના રાજમાંરે
રાણો રોષભરેલો, કુડો, કપટીરાય—ઉભી-પ્રભુ

**સાખી**

આ સમે હરિ આવજો, વિઠ્ઠલ કરજો વાર
ગોવિંદ સાથે ગોઠડી, અબળાના આધાર
વહાલા વસમું જાણી વેગે વેહેલા આવજોરે
નહીંતર જરૂર મારા જીવનું જોખમ થાય—ઉભી-પ્રભુ.

**સાખી**

ઉંડે કુવે ઉતારીઆ, ને તરત ત્રુટાં વ્રત
તારણહારો તારશે શામળીઓ સમરથ
એવા વિવેકી વિઠ્ઠલને જાઉં વારણેરે
ટળસે હરિજનોના અંતરના ઉચાટ—ઉભી-પ્રભુ

**સાખી**

વિશ્વાસે વળગી રહી, ત્રિકમ રાખો ટેક
આગે હીંમત આદરી, મન ધારૂં વિવેક
એવા ભકિતભાવે ભૂદર આવો ભેટવારે
હું તો વેચાણીછું નાથ તમારે હાથ—ઉભી-પ્રભુ

સાખી

નીતિધર્મ નવ છોડીએ, જ્યાં સુધી ઘટમાં પ્રાણ
સહેજે સમુદર ઉતર્યા, જેને ભેટયા શ્યામ
એવા પૂરણ પુરૂષોતમ પધારજોરે
સત્ય રાખો મારા સાચા સુંદર શ્યામ—ઉભી-પ્રભુ

સાખી

કૃપાળા રણછોડજી, લળીલળી લાગું પાય
રાણા ઘેર જાવું નથી એવો કર્યો ઠરાવ
હવે શરણાગતની વારે ચઢજો વિઠ્ઠલારે
પ્રભુ કૃપા કરીને રાખો ચરણની પાસ—ઉભી-પ્રભુ

( ૨૮ )

ઇતની બિનતી રઘુનંદનસે (૨)
દુઃખ દ્વંદ્વ હમારા મીટાવોજી (૨) ઇતની
અપને પદ પંકજ પીંજરમેં (૨)
ચિત્ત હંસ હમારા બીઠાવોજી (૨) ઇતની
તુલસીદાસ કહે કરજોડી (૨)
ભવસિંધુ પાર ઉતારોજી (૨) ઇતની



( ૨૯ )

દીનકો દયાળ છોડી કૌન શરણ જાઉં
કૌન શરણ જાઉં પ્રભુ, કૌન ગુણ ગાઉ-દિનકો
પ્રભુ ગરીબ કે નિવાજ મેં ગરીબ તેરા
એક બેર કહો દયાળ તુલસીદાસ મેરા—દિનકો

( ૩૦ )

રઘુપતિ કૃપાળુ રામ, સુણુ પુકાર મેરી
મેં પાપી પ્રચંડ દંડ, શરણુ આયો તેરી - રઘુ
ચરણ રેણુ કે પ્રતાપ, અહિલ્યા ઉદ્ધારી
એસે પ્રભુ દીન બંધુ, સંતન સુખકારી - રઘુ
કામ ક્રોધ લોભ મોહ મમતા ન છુટે
દયા કરો દયાળુ નાથ બંધન સબ ટુટે - રઘુ
ભકતન પ્રતિપાલ પ્રભુ. કૃપા દૃષ્ટિ કીજે
તુલસીદાસ શરણ આયો અપનો કર લીજે - રઘુ



( ૩૧ )

વંદુ શ્રીહરિપદ સુખદાઇ — ટેક
જાકી કૃપા પંગુ ગિરિલંઘે [૨]
આંધરેકું સબ કછુ દરશાઇ — વંદુ
બ્હેરો સુણે ગુંગો પુની બોલે [૨]
રંક ચલે સીર છત્ર ધરાઇ — વંદુ
સુરદાસ સ્વામી કરૂણામય [૨]
વાર વાર નમું તાહી પાઇ — વંદુ
વારંવાર કરૂં વિનંતી હરિને શાંતી સદા આપ જે
યાચું છું જગનાથ તાત મમને, તું માં પ્રભુ સ્થાપજે



( ૩૨ )

એકવાર દર્શન આપો—શ્રી કૃષ્ણુજી-ટેક
હ્રદય કમળમાં આપ બીરાજો

ટાળી નાખો ને મારા તાપો—શ્રીકૃષ્ણજી
ચરણ કમળમાં ચીત હમારૂં
સ્થીર કરીને સ્થાપો — શ્રીકૃષ્ણજી
નંદના કુંવર દયા નિધી પ્રભુ છો
બાળી નાખો ને મારા પાપો—શ્રીકૃષ્ણજી
ભકત તણું તમો ભલુ કરો છો
એવો છે આપ શીર છાપો—શ્રીકૃષ્ણજી
સુરદાસ કહે પ્રભુ વાત છે વિવેકની
ચરણ કમળ ચીત રાખો—શ્રીકૃષ્ણજી



( ૩૩ )

ગોપાલા મેરી કરૂણા કયું નહિ આવે [૨]
કરૂણા કયું નહિ આવે—ગોપાલા
મેપતીત તુમ પતીત પાવન, મોપેદયા કયું ન આવે-ગોપાલા
પુજન અરચન મેં નહી જાનું, આપ ચરણ મન ભાવે—ગોપાલા
સુરદાસ પ્રભુ અધમ ઉધ્ધારણ, તુમબીન કોન બચાવે—ગોપાલા



( ૩૪ )

ઈતના તો કરના સ્વામી, જબ પ્રાણ તનસે નીકસે [૨]
ગોવિંદનામ લેકર, ફીર પ્રાણ તનસે નીકસે [૨]
શ્રી ગંગાજીકા ટટહો, યા જમુનાજીકા બટહો [૨]
શ્રી વંદ્રા વનકા સ્થલહો, મેરે મુખમે તુલસી દળહો [૨]
શ્રી વિષ્નું ચરણકા જલહો, જબ પ્રાણ તનસે નીકસે [૨]

ઉસ વક્ત જલદી આના, મુજકો ન ભૂલ જાના [૨]
ને પુરકી ધ્વની સુનાના, જબ પ્રાણ તનસે નીકસે [૨]
જબ કંઠ પ્રાણ આવે, કોઈ રોગ ના સતાવે [૨]
યમ દર્સના દીખાવે, જબ પ્રાણ તનસે નીકસે [૨]
તેરા નામ આવે મુખસે, મેરા પ્રાણ જાવે સુખસે [૨]
બચ જાઉં ઘોર દુઃખસે, જબ પ્રાણ તનસે નીકસે [૨]
યહ મેરી અરજ હય માનો તો ક્યા હરજ હય [૨]
યહ સુરકો ગરજ હય, જબ પ્રાણતનસે નીકસે [૨]



( ૩૫ )

હે ગોવીંદ રાખો શરણ, અબતો જીવન હારે [૨] હે ગોવિંદ
નીર પીયન હેતુ ગયો, સીંધુ કે કીનારે [૨]
સીંધુ બીચ બસત ગ્રાહ, ચરણ ધાય પછા રે—હે ગોવિંદ
ચાર પહોર જુઝકીનો, લે ગયા મજ ધારે [૨]
નાક કાન ડુબન લાગો, નાથકો પુકારે—હે ગોવિંદ
નાથ કાન શબ્દ ગઈ, ગરૂડ પીઠ ધારે [૨]
ગ્રાહકો તો મારકર, ગજરાજકો ઉગારે—હે ગોવિંદ
સુરકીતો એહી આશ, ચરણકો તીહારે [૨]
ગોકુલામે જન્મ લીનો, નંદકે દુલારે—હે ગોવિંદ



( ૩૬ )

નારાયણ મેં શરણ તુમારી, દયા કરો મહારાજ હમારે (ટેક)ના
માત તાત સુત દાર સહોદર, કોઇ ન આવત કાજ હમારે—ના

ભવસાગર જલ દુસ્તર ભારી, તુમરે ચરણુ જહાજ હમારે—ના
પાપ અનેક કીયે જગમાંહી, તુમકો હે અબ લાજ હમારે--ના
બ્રહ્માનંદ દયા તુમરીસે, સબ દુઃખ જાવત ભાજ હમારે--ના



( ૩૭ )

તેરી શરણુ પડા મેં આય નાથ,
મોહે દે દર્શન પ્યારા, (ટેક)
ગોકુળ ઢુંઢી મથુરા, ઢુંઢી બિંદરાવન સારા
કાશીપુરી સકલ ફીર ઢુંઢી ઢુંઢા હરિ દવારા—નાથ
કોઇ વૈકુંઠ કૈલાસ બતાવે, કોઈ સાગર પારા,
કોઇ કહે સબ જગકે ભીતર, વ્યાપક કિરતારા—નાથ
સંત બતાવે ઘટકે માંહી પરગટ ઉજીયારા,
કોઇ કહે વો અલખ નિરંજન સબસે હૈ ન્યારા—નાથ
ચતુર્ભુજ પીતાંબર સોહે શીશ મુકુટ ધારા
બ્રહ્માનંદ મૈં દર્શન પાવું, જાવું બલિહારા—નાથ



( ૩૮ )

દીલાદે ભીખ દર્શનકી પ્રભુ તેરા ભિખારી હું—ટેક
ચલાકર દુર દેશનસે, તેરે દરબારમેં આયા
ખડા હું દુવારપે દીલમેં, તેરી આશાકા ધારી હું—
ફીરા સંસાર ચક્કરમેં, ભટકતા રાતદીન બીરથા
વિના દીદાર કે તેરે હમેશા મે દુખારી હું—

તુહીં માતા પિતા બંધુ તુહીં મેરા સહાયક હૈ
તેરે દાસો કે દાસનસે, ચરણુકા સેવકારી હુ—
ભરા હું પાપ દોષનમે, ક્ષમા કર ભૂલ કો મેરી
ઓ બ્રહ્માનંદ સુન વિનંતી, શરણમેં મેં તુમારી હુ—



( ૩૯ )

પ્રભુ કર સબ દુઃખ દુર હમારે, શરણુ પડે હમ નાથ તુમારે—પ્રભુ
સકલ જગત તુમને ઉપજાયા, તુમહી હો પ્રતિ પાલન હારે—પ્રભુ
સકલ વ્યાપક અંતર યામી ધ્યાવત સુરનર મુનીગણુ સારે—પ્રભુ
નામ તુમારો સબ સુખદાયક. સકલ દોષ ભય પાપ નિવારે—પ્રભુ
સત ચિત આનંદ રૂપ તમારો, બ્રહ્માનંદ સદા મન ધારે—પ્રભુ



( ૪૦ )

સહુ જન સુખી કરો હરિરાય
તનથી મનથી ધનથી હેવાઃ દુઃખીત કોઇ નવ થાય—સહુ
આર્યસુ ધર્મોદયનો દિનદિન, અધિક સુજશ પસરાય
શ્રુતિસંગત મંગળ ઉપદેશે, કુપથ સંગ વિસરાય—સહુ
નરમ નરમ ને પરમ ધરમનું કરમજ હૃદયે ધરાય
કાળ વિશાળ નિરર્થ ન ખોતા અર્થ સમર્થ ભરાય સહુ
થાય વિરામ નિકામ કામનો, કુશલજ કામ કરાય
ગોવર્ધન પ્રભુ આપ કૃપાથી, ભકિત મુકિત વરાય—સહુ

( ૪૧ )

શ્રી હરિ વરસો કૃપા અપાર;
વરસ વરસ તમ કૃપા વરસથી, તરસ ટળે નિરધાર—શ્રીહરિ
શ્યામ મેઘ સમ આપ રૂપનો, વેદો કરે વિચાર
પીળું અંબર અમલ વીજળી, પેઠ કરે ચમકાર—શ્રીહરિ
આર્ય ગૃહસ્થો તરૂવર જેવાં દીસે પરમ ઉદાર,
છાયા કરી ઘણાં ફળ આપે, કરે લોક ઉપકાર—શ્રીહરિ
ભૂપર તે ઉપર વરસાવો, પ્રભુજી કરૂણાધાર
પુષ્પિત ફલિત થાય તે સઘળા, સહુ શાખા વિસ્તાર—શ્રીહરિ
બહુ ફેલાવ સંપના વેલા, સુજન વૃક્ષ આધાર
દીન દીજો તેના ફળ ચાખે, અતિ મીઠાં અવિકાર—શ્રીહરિ
વાધે દુર દુર દેશોમાં, નદી પૂર વેપાર
નિર્ધનતા તટ જરૂર ચુરણ, થાતાં જાય ન વાર—શ્રીહરિ
આર્યસ્થાન સરોવર પૂરણ ભરો સકળ સુખસાર
શુદ્ધ થઇ ત્યાં સ્નાન પાનથી તાપ તજે નરનાર—શ્રીહરિ
નિજ જન ચાતક તાપ વિધાતક, જોઇ આપ અવતાર
ગોવરધન કવિ મોર ગાય ગુણ કરી શબ્દ ઉચાર—શ્રીહરિ



( ૪૨ )

પ્રભુ ધ્યાન ધરૂં, ગુણગાન કરૂં
તુજ નામ સ્મરૂં શુદ્ધ ભકિત વડે
કર જોડી બન્ને કહું આપ મને
સુમતિ જે વતી શુભ માર્ગ જડે
અસત્યો મહીંથી સત્ય પંથ વિષે

૩૪

અંધકાર થકી દિવ્ય જયોતિ પ્રત્યે
મૃત્યુ થકી સ્વર્ગ તણી સમીપે
લઇજા કહું નાથ હે પ્રાર્થી તને
પ્રભુ માત તું તાત તું બંધુ સખા
પ્રભુ તુંજ વિદ્યા દ્રવ્ય તુંજ તથા
દેવ દેવ તું સર્વસ્વ જે કહું તે
પ્રભુ તુંજ છે આશ્રય એક મને
દીન જાણી દયાળુ દયા કરજે
નવચેતન ઉર્મિ હૃદે ભરજે
ઘોર તિમિરે ભર્યા મુજ જગ પથ આ
રેડી પ્રેમ પ્રભા ઉજ્વલ કરજે
તવ કૃપાથયે સૌ કાર્ય સરે
હોય બિંદુ તમાંથી સિંધુ ઉભરે
અણું અલ્પથી મેરૂ ગિરિ નીવડે
મુંગો વાદ વદે લુલો પહાડ ચડે
ધરે છત્ર શિરે રંક નૃપ થઇ
તરે કીડી અગાધ મહાસાગર જઇ
પલમાં અતિ પાપી પુનીત બને
નમું જાદવ આપ કૃપા એ મને



( ૪૩ )

પ્રભુ તું અપરમ પાર અનંત, અંત કોણ લઇ શકરે
ગણ્યા ગણાય નહીં ગુણ, અલ્પ જીવ શું કહી શકરે
નેતિ નેતિ વદી વેદ વિરામ્યા, ઋષિ મુનિઓ કોઇ પાર ન પામ્યા

અગાધ અગાધ કહી નમે, સ્તુતિ શું થઈ શકેરે—પ્રભુ
હાર્યા તપસી તપ કરનારા, જ્ઞાન વેતા ગ્રંથો રચનારા
ધ્યાની ધ્યાન ધરી કેમ તુજને ગ્રહી શકેરે—પ્રભુ
પૃથ્વી જેવડો કાગળ લઈને લખે કાવ્ય કવિ ભેગા થઈને
પણ અનહદ તું એ હદપર કેમ જઈ શકેરે—પ્રભુ
તુજ ગુણ તુજ જશ તુજ મહિમાને, તુજ ડહાપણ ચતુરાઈ મહત્તાને
નથી છેડો ગણના શું ગણિતથી, ગણાઈ શકેરે—પ્રભુ
અનંત બળશાળી બહુ નામી, સચરાચર વ્યાપક જગસ્વામી
જાદવ મૌન રહે તુજ જ્ઞાન શું લઈ શકેરે—પ્રભુ



( ૪૪ )

દિલમાં જ્યોત જગાવો, દયાળુ દિલમાં જ્યોત જગાવો
અંધકાર છાયો, અંતરમાં, દિવ્ય દિપક પ્રગટાવો—દયાળુ
દર્શન કરૂં હું દેવ તમારા અંજન એવું લગાવો—દયાળુ
જાગું ત્યાગું પ્રમાદને, નિંદ્રા જ્ઞાનના મંત્ર સુણાવો—દયાળુ
પાપ પંથમાં પગ ન પડે મુજ, સતમારગ સમજાવો—દયાળુ
રાગ દ્વેષમાં નિશદીન રમતું મન માયાથી મુકાવો—દયાળુ
જાદવ હરિ કરૂણા કરી મુજપર, ભાવે ભજન કરાવો—દયાળુ



( ૪૫ )

પ્રભુ જીવનની મમ જીવનની
ગતિ આપ બનો મમ જીવનની
નથી અન્ય ગતિ, આપનાવિણુ કંઈ

નથી અન્ય રતિ રહી કામના કંઈ
મુજ જીવનની ગતિ આપ બનો
મુજ આત્મ તણી ગતિ આપ બનો
તનની ગતિ હો, મનની ગતિ હો
ધન જન સૌની ગતિ આપજ હો
વૃત્તિ આપ વિષે, વૃત્તિ આપ વિષે
અહોનિશ રહો, વૃત્તિ આપ વિષે
પ્રભુ માગું હું એ, પ્રભુ આપો તમે
પ્રીતિ આપ વિષેથી જરી ન ખસે
વચને કર્મે વચને કર્મે
કરૂં સુકૃત જે વચને કર્મે
પ્રભુ અર્પણતે, પ્રભુ અર્પણતે
થાવ આપ વિષે, પ્રભુ અર્પણતે
રહો આપ વિષે સુરતા મનની
વહે જેમ સરિતા નિધિ ગમની
પ્રભુ એજ કહું વિભુ તેજ રહવું
સુમતિ દયો સદા, શુચિ નામ સ્મરૂં
જેમ છાયા, કાયાથી સંયુક્ત રહે
તેમ આ મુજ જીવન આપમાં વહે
ભીંજ જાય નહીં ભિન્ન થાય નહીં
પ્રભુ જાદવ આપ વિસેજ સમે



(૪૬)

સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ, સૌનું કરો કલ્યાણ
નર નારી પશુ પક્ષીની સાથે, જીવ જંતુનું તમામ--દયાળુ

જગના વાસીઓ સૌ સુખ ભોગવે આનંદે રહી આઠો જામ – દયાળુ
દુનિયામાં દરદ દુકાળ પડે નહી, લડે નહીં કોઇ ગામ—દયાળુ
સર્વે જગે સુખકારી વધે ને વળી વધે ધન ધાન્ય—દયાળુ
કોઈ કોઇનું બુરૂં ન ઇચ્છે, સૌનું ઇચ્છે સૌ સમાન—દયાળુ
પોત પોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન—દયાળુ
જાદવ દાસના દાસ પોકારે, પ્રેમે કરી પ્રણામ—દયાળુ



( ૪૭ )

અબ તો મેરી ગતિ, એક તુમ હો ભગવાન
ઔર કોઇ દીસે નહિ અપનો જાસુ હોય કલ્યાણ
અબ તો, મેરી ગતિ, એક તુમ હો ભગવાન
ટુટી ફુટી નાવ પુરાની, સાગરમેં તોફાન
પાર દીસે નહિ–વ્હાર દીસે નહિ ડગમગ ડોલત પ્રાન
અબ તો મેરી ગતિ, એક તુમ હો ભગવાન
કોહુ ન સાથી કોહું ન સ્હાયક કોહું નહિ આધાર
અશરણ શરણ અનાથ નાથ તુમ, દીન જનકે રખવાર
અબ તો મેરી ગતિ, એક તુમ હો ભગવાન
માત તાત હિતકર, ખવૈયા એક એક હરિ એક
જાદવ આશા ઔરનકી નહિ, ધારી દ્રઢ આપકી ટેક
અબ તો મેરી ગતિ એક તુમ હો ભગવાન



( ૪૮ )

તમે મોટા છો મહારાજ, મુજને માફ કરો
લઈ દાસ તણી દિલ દાઝ તનના તાપ હરો

જોર કરી આકું શું કહીએ, જાણો છો જગદીશ રે
ઘટે ન આમ નમેરાં થાવું રાંક ઉપર શું રીસ—મુજને
જેવો તેવો છું તો પણ હવે નિભાવી રહે જો ટેક રે
તારો કે ભલે મારો મોહન, છોડી ન દેશો છેક—મુજને
તજો તો તજી શકો છો, તમને મારા સરખાં અનેક રે
હું તજી ને ક્યાં જઇ શકું બીજે, મારા તો તમે એક—મુજને
પિતા પુત્રના મિત્ર મિત્રના, ક્ષમા કરે અપરાધ રે
તેમજ દયા દ્રષ્ટિથી પેખો, અવગુણ તો છે અગાધ—મુજને
થોડું કહ્યું ઘણું કરી માનો, અરજ એટલી છેલ્લીરે
જાદવ આપ વિના નથી અન્ય કો અંત સમેના બેલી—મુજને



( ૪૯ )

મારે અંત સમયે અલબેલા, મુંજને મુકશો મા
મારા મદન મોહનજી છેલા, અવસર ચુકશો મા
હરિ હું જેવો તેવો તમારો, મુજને મુકશો મા
ગોવીંદ કર ગૃહ્યો જો મારો, અવસર ચુકશો મા
મારા દોષ કોષ સંભારી, મુજને મુકશો મા
શરણાગત વત્સલ ગિરધારી, અવસર ચુકશો મા
હરિ મારે ધર્મ નથી નથી સાધન, મુજને મુકશો મા
નથી સત સંગ સ્મરણ આરાધન, અવસર ચુકશો મા
શ્રીપતિ સર્વાત્મા સર્વોતમ મુજને મુકશો મા
મારા પ્રાણજીવન પુરૂષોતમ, અવસર ચુકશો મા
સમર્થ કરૂણા સિંધુ શ્રીજી દયાને મુકશો મા
મારે ઓથ નથી કોઇ બીજી અવસર ચુકશો મા



(૫૦)

દામોદર દુઃખડા કાપોરે, બળવંતા બેલી
નંદલાલ નિજાનંદ આપોરે, બળવંતા બેલી
વહાલાજી હું તો પળ પળનો અપરાધી
ભરેલો આધી વ્યાધીરે બળવંતા બેલી
વહાલાજી હું તો તમારા બળથી ગાજું
જાણો છો કહું શું ઝાઝું રે બળવંતા બેલી
વહાલાજી જેવો તેવો છું તો એ તમારો
આધાર અવર નહિં મારોરે, બળવંતા બેલી
વહાલાજી મારૂં જોર નથી, જો તર છોડો
શું રૂઠી કરે મંકોડોરે, બળવંતા બેલી
વહાલાજી શ્રીમુખ પોતાનો કહો છો માટે લાડું
બીજુ બળ ક્યાંથી કાઢું રે, બળવંતા બેલી
દયાના પ્રીતમ પાણિ ગ્રહ્યો છે તો નિભાવો
મારે દાસ પણાનો દાવો રે, બળવંતા બેલી



(૫૧)

શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી, શામળીઆવાલા
સઘળું સમજો છો અંતર જામી, નંદલાલા
ભય તો લાગે છે મુજને ભારી શામળીઆવાલા
અંત કાળે શીવલે થાશે મારી નંદલાલા
સેવા સ્મરણ ના ભાવે કીધું શામળીઆવાળા
રંક સાધુને દુઃખ દીધું, નંદલાલા
ડિગ્યો શાસ્ત્રીય સદ્ધર્મે, શામળીઆવાલા
પરી પૂરણ છું હું કર્મે, નંદલાલા

સહુ જાણે છે ભકત સાચો, શામળીઆવાલા
પાખંડી પુરાતનથી કાચો, નંદલાલા
બાંહ્ય ગ્રહ્યાની લાજ ધરજો, શામળીઆવાલા
પીડા ન પામું એવું કરજો, નંદલાલા
સન્મુખ લોચનમાં આવી રહેજો, શામળીઆવાલા
દોષ ન જોસો દરશન દેજો, નંદલાલા
શ્રીમુખ બોલ્યા તે સાચું કરજો શામળીઆવાલા
દાસ દયાનાં, દુઃખ હરજો નંદલાલા



( ૫૨

હરિ જેવો તેવો હું દાસ તમારો, કરૂણા સિંધુ ગ્રહો કર મારો—ટેક
સાંકડયાના સાથી શામળીઆ; છો બગડયાના બેલી [૨]
શરણ પડયો ખળ અમિત કુકર્મિ તદપી ન મૂકો ઠેલી—હરી
નિજજન જુઠાની જાતીલજજા, રાખો છો શ્રીરણછોડ [૨]
સુન્ય ભાગ્યને સફળ કરો છો, પુરો બિરૂદ બળોકાડ—હરી
અવળાનુ સવળ કરો સુંદીરવર, જ્યારે જાય જન હારી [૨]
અયોગ્ય યોગ્ય પતીત કરો પાવન, પ્રભુ દુઃખ દુષ્કૃત હારી—હરી
વિનતીવિના રક્ષક નિજ જનના, દોષ તણા ગુણ માનો [૨]
સ્મરણ કરતાં સંકટ ટાળો, ગણો ન મોટો નાનો હરી
બિકળ પરાધીન પીડા પ્રજાળો, અંતરનું દુઃખ જાણો [૨]
આરત બંધુ સહિજનું અભયકર, અવગુણ ઉર નવ આણો—હરી
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંતર, દયા પ્રીતમ ગીરધારી [૨]
શરણાગત વત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથતમારી—હરી



( ૫૩ )

ભક્તિમાં લગની લગાડો હરિ હેત હૈયે જગાડો
વ્હાલામાં વ્હાલા ગણું વિભૂ તમને [૨]
બીજેથી વ્હાલ મટાડો હરિ હેત હૈયે જગાડો
પ્યાર ધરીને પ્રેમ સુધારસ [૨]
તે પુરે પુરો ચખાડો—હરિ હેત હૈયે જગાડો
સુખમાં ન ફુલું દુઃખમાં ન ડુલું [૨]
ભૂલું નહિ કોઈ દહાડો—હરિ હેત હૈયે જગાડો
લ્હે લાગે બીજા તર્કો ન જાગે [૨]
ભ્રાંતિ અનુની ભગાડો હરિ હેત હૈયે જગાડો



(૫૪)

માગું હરી એવું
ફરી ફરીના પડે કહેવું—માગું
જેમ ખરચીએ તેમ ખુટે છે, એવું તે ધન શીદ લેવું—માગું
ઘડી ઘડી દુઃખ દે આખર નાશ છે, એતનમાં શીદ રહેવું—માગું
ફરી ફરી મરવું ફરી અવતરવું, એ દુઃખ કયાં લગી સ્હેવું—માગું
માગું હું શાશ્વત શાન્તી અને સુખ, નષ્ટ થાયે નહિ તેવું—માગું
નાથ અનુની એવી છે ઈચ્છા
પ્રત્યક્ષ પ્રભુને હું સેવું—માગું



( ૫૫ )

વારે વારે વ્હાલા સંભારૂ રે, હરિ ઉર વાસ કરો, વાસ કરો
સ્વામીજીવન સુધારજો મારૂ રે, હરિ ઉર વાસ કરો, વાસ કરો,

કરૂણાનિધિ મંગલકારી, કૃષ્ણ કાપો કુમતિ બધી મારીરે—હરિ
જુઠા જગતના સુખ નહિ જોઇએ, ચિત્ત ચાહું ચરણ પ્રીત પ્રોઇએરે-હરિ
સુખ દુ:ખ થાસે ને જાસે, અવિનાસી ઇચ્છું એક પાસેરે—હરિ
વૃથા વાતો ન વદવા દેસો, ગુણ ગવરાવા રામ હૃદે રહેસોરે—હરિ
ઉરમાંથી કાઢો અવિચારો, ધ્યાન ધારૂં પ્રભુજી પધારો રે—હરિ
પૂરો અનંતની અભિલાષ—નાથ રાખો બનાવીને દાસરે—હરિ



(૫૬)

પ્રભુ મને પલકે વિસરશો મા
અવગુણ મારા દિલમાંહી ધરશો મા—પ્રભુ મને
ભુલ્યો હું તો તમને અનાદીથી
નથી મારી હજીએ પાકી પ્રીતી—પ્રભુ મને
મટયો નથી મોહ જગત કેરો
માટે તમે ઉરમાં પ્રગટ ઠેરો—પ્રભુ મને
હાંકો મારો મનરૂપી રથ શ્રીહરિ
માગી લઉં વિનતિ એહ કરી—પ્રભુ મને
ધીરે ધીરે મોહ તમે હરજો
સાચો વૈરાગ્ય ઉરે ભરજો—પ્રભુ મને
સાચા સગા અંતે થજો બેલી
જાગવજો અનંતનો પગ છેલ્લી—પ્રભુ મને



( ૫૭ )

પ્રભુ ચરણકમળ નવ છુટેરે એવું હું માગું
ચિંત તર્ક કદી નવ ઉઠેરે એવું હું માગું

શરણે લીધો છે આપે, પાવન કીધો છે છાપે
ફરી ભ્રષ્ટ થાઉ નહીં પાપેરે, એવું હું માગું—પ્રભુ ચરણ
વિશ્વાસ કદી નવ તોડું એકેય ક્ષણ પણ ના છોડું
દ્રઢ સગપણ તમથી જોડું રે એવું હું માગું—પ્રભુ ચરણ
તૃષ્ણા ઉરમાં નવ ઉઠે, આશાઓ પડે ન પુઠે
સંતોષ કદી નવ ખુટે રે, એવું હું માગું—પ્રભુ ચરણ
સૌથી વધતી ગણું સેવા, સૌથી પ્રિય લાગો દેવા
વિચાર રહે નિત્ય એવારે, એવું હું માગું—પ્રભુ ચરણ
અંતે ન જરા ગભરાવું નિશદિન ગોવીંદ ગુણ ગાંવું
અનુ નાથ નિરખી હરખાઉંરે એવું હું માગું—પ્રભુ ચરણ



( ૫૮ )

પ્રભુ શરણાગતિ નવ તુટેરે એવું કરજો
ભકિત ઉરથી નવ ખુટેરે એવી ભરજો
કાયા મનસાને વાચા, તમને ગણીએ ધણી સાચા
એ નિશ્ચય પડે ન કાચારે એવું કરજો—પ્રભુ
ઠામો ઠામે નવ ફરીએ, નવ જગે જગે ચિત્ત ધરિએ
ચરણો માંહી થિર ઠરીએ રે, એવું કરજો—પ્રભુ
નવ રહે ફીકર તન ધનની, નહીં ચિંતા સુખ સાધનની
રહે કાળજી માત્ર ભજનનીરે એવું કરજો
પરી પૂરણ પ્રીત લગાવી કરીએ સેવા મન ભાવી
જીંદગાની ગાળીએ આવીરે એવું કરજો—પ્રભુ
અંતે ન વિસરીએ સ્વામી, એવી રહેજો પ્રીત જામી
માગું **અનંત** શિરનામી રે એવું કરજો—પ્રભુ



( ૫૯ )

દાસ તમારા દાસ તમારા, દેવ દયાનિધિ દાસ તમારા
ફીકર અમારી સોંપી તમને રાખશો તેમ હવે રહેનારા—દાસ
તન મન ધન બધું અર્પ્યું ચરણે, સ્વીકારી સર્વસ્વ કરજો સારા—દાસ
દાસપણું દીન જનને દેજો સેવા સમરણ ગણીએ પ્યારા—દાસ
ચરણ કમળ રજ શિર ધરીશું મહા દુઃખમાં નહીં થઇએ ન્યારા—દાસ
ભકિત ભવો ભવની હરિ દેજો, અનંતના જીવન આધારા—દાસ



( ૬૦ )

અંતે એજ પ્રભુ અલબેલા, લેવા આવશેરે દયા દર્શાવશેરે
નાડો બધી તુટતી જાશે, વ્યાકુળ જીવ ઘણો ગભરાશે
ત્યારે સત્વર શાંતિ હૃદે રેલાવશેરે—અંતે એજ પ્રભુ
દુઃખ સો દેહના દુર નીવારી, વ્હાર કરશે દીન બંધુ મુરારી
મન હારી નિજરૂપ આવી જણાવશેરે—અંતે એજ પ્રભુ
જગત મોહ સઘળો વિસરાવી, દીવ્ય જ્ઞાન દીલમાં પ્રગટાવી
પરા ભકિતની પુરણ મજા બતાવશેરે—અંતે એજ પ્રભુ
અતિ ઉમંગે નિકળી તનથી, દીવ્ય દેહે શોભતા વદનથી
અનંત શ્રીવૈકુંઠ વિષેજ સિધાવશેરે—અંતે એજ પ્રભુ



( ૬૧ )

પ્રેમ પુરો પ્રગટાવો ભજી તમને લઉં લ્હાવો—ટેક
નયન કરી બંધ ધારૂં હું ઉરમાં
તરતજ ધ્યાનમાં આવો—ભજી તમને

સમરણુ કરતાં આનંદ ઉપજે
        એવી કૃપા વરસાવો—ભજી તમને
તન મન ધનથી રાત અને દિન
        સેવા હે નાથ કરાવો—ભજી તમને
દીન અનુને બાળક જાણી
        સ્નેહ સાચો દર્શાવો—ભજી તમને



(૬૨)

રૂડા રણછોડરાય હવે ત્હારાં બનાવ, ત્હારાં બનાવ પુરા પ્યારા
બનાવ—રૂડા
ત્હારાં બને તે રહે ન નઠારા, કૃતિ મતિએ શુચિ સારા બનાવ—રૂડા
ત્હારાં ઠરે તે પરહરે લાલચ, શીલ સંતોષ ધરનારાં બનાવ—રૂડા
ત્હારાં ઠરે તે દુભે નહીં કોઇને, સહુને સુખ કરનારાં બનાવ—રૂડા
ત્હારાં ઠરે તે ડરે નહીં કોઇથી, દુ:ખમાં ધીરજ ધરનારા બનાવ
—રૂડા
ત્હારાં ઠરે અનુ પ્રેમ ધરે ઉર, જીવ અરપી વરનારા બનાવ—રૂડા



(૬૩)

રાખો નાથ ને હે ભીંજેલો
દાસ છે દ્વારે ઉભેલો—રાખો નાથ
નેહ બીજાનો દેહની સાથે સાફ થજો હવે છેલ્લો—રાખો
આપનો નેહ તે જીવનું જીવન, આપના રંગે રંગેલો—રાખો
દુનિયાના રંગે અતિ દુ:ખ આપ્યો, તેથી છું શરણે આવેલો—રાખો

ભજન કરૂં ભગવાન તમારૂં, ભાવએ રાખો ભરેલો—રાખો
ત્હાર કરો હરિવાર કરો નહિ, તારવા છે મોડા વ્હેલો—રાખો



( ૬૪ )

બીજે પ્રભુ કયાં જઇએ, અમે તો તમારાજ છઇએ
જીવન તમને અર્પી ચુકેલા, કેમ બીજાના થઇએ—અમે
જગત બધું પરતંત્ર છે તમવિણ કોને ભરોસે રહીએ—અમે
સુખ દુઃખમાં અમ અંતર અરજી તમવિણ કોને કહીએ—અમે
અનંત પતિ તવ ચરણ સેવાવિણ ધ્યાન બીજે નવ દઇએ—અમે



( ૬૫ )

ઉપકાર તમારા ભારેરે; હે શ્રી નિવાસા
હું પેખું વારે વારે રે, હે શ્રી નિવાસા
હું ચુકયો ધર્મો મારા પણ આપ ચુકયા નથી પ્યારા [૨]
વર્ષાવો કરૂણા ધારા રે હે શ્રીનિવાસા—ઉપકાર
મેં જે માંગ્યું ને આપ્યું દુઃખ પડતાં વેંતજ કાપ્યું [૨]
મન નિજ પદમાંહી સ્થાપ્યું રે હે શ્રીનિવાસા—ઉપકાર
બેઉ લોક તણું હિત મ્હારૂં તમે કરતાં ન્યારૂં ન્યારૂં [૨]
હું શું શું તે સંભારૂંરે, હે શ્રી નિવાસા—ઉપકાર
પ્રભુ તુજ જેવો સુખદાઇ તુજ જેવી મન મોટાઇ [૨]
નથી કયાં યે વિશ્વની માંહી રે, હે શ્રીનિવાસા—ઉપકાર
અનુ જે તુજ શરણે રહે છે તે ખરી મઝા માણે છે [૨]
સાચા સદ્દભાગી એ છેરે હે શ્રીનિવાસા—ઉપકાર

( ૬૬ )

હે મા નિત્ય નવી શકિત આપ
નિત્ય નવી શકિત આપ—હે મા
જગત પિતાની ભકિત પ્રેમે કરીએ
એવી સુબુધ્ધી આપ—હે મા
શકિતથી ભકિત ને ભકિતથી મુકિત
મુકિતથી તારો મેળાપ—હે મા
સહજ સમાધિ શ્વાસો શ્વાસે
જપું હું અજપા જાય—હે મા
પતિત પાવન તુજ ચરણોમાં
નવનીતને સ્થીર કરી સ્થાપ—હે મા



( ૬૭ )

રક્ષા કરો રક્ષા કરો રક્ષા કરો રે રઘુપતી રામ મારી રક્ષા કરો રે
યદુપતી શ્યામ મારી રક્ષા કરો રે
તારી રક્ષાથી મારા કાર્ય સઉ સરે [૨]
વરમાળ ધરી વીજય દેવી જરૂરથી વરે [૨]
એવી પ્રભુજી ભાવના મુજ હૃદય ભરો રે—અમારી
તારી રક્ષાથી મારા તાપ સઉ ટળે [૨]
પાપ કોટી જનમ કેરા પલકમાં બળે [૨]
શરણે પડયો નવનીતને ભવપાર કરો રે—અમારી



( ૬૮ )

અક્ષર ધામના વાસીરે તારા અક્ષય સુખડાં દે [૨]
અક્ષય સુખડાં દે તારા ચરણ કમળમાં લે—અક્ષર
ભાવે ભક્તિ કરૂં છું તારી સંતોને જે બહુ પ્યારી [૨]
લેજે ભવસાગરથી તારી તારા અક્ષય સુખડાં દે—અક્ષર
મનનાં સંકલ્પો છુટે તે ખરી મજાઓ લુટે [૨]
વ્હાલો દોડયો આવે પુઠે તારી અક્ષય સુખડાં દે—અક્ષર
મીરાંને લગની લાગી એને ભક્તિ ભવોભવ માગી [૨]
એના ભવની ભાવટ ભાંગી, તારા અક્ષય સુખડા દે—અક્ષર
અનેક સંતોએ ઉર આણ્યો તેરસ જાદવ કનુ એ જાણ્યો [૨]
એ રસ નવનીતને તું દે, તારા અક્ષય સુખડાં દે—અક્ષર



( ૬૯ )

વિનતિ માહરી આજ પ્રભાતની, નાથ અંતર મહીં આપ ધરજો [૧]
આજની જીંદગી રાત સૂતાં લગી, ચિતડે ચર્ણની પ્રીત ભરજો
રહેવું સંસારમાં મનુષ્ય અવતારમાં જળ અને કમળની જેમ રાખો
પાળું મુજ ધર્મને, કરૂં સૌ કર્મને, ફળ તણી આશાથી દૂર રાખો [૨]
સુખી રહું સુખમાં સુખી રહુ દુઃખમાં, સુખને દુખના ભેદ ટાળો
પાંખમાં રાખીને દુઃખડા કાપીને જાણ અજાણનાં પાપ બાળો [૩]
ન્હાઉં સતસંગમાં, રાચું એ રંગમાં, અંગમાં ભક્તિના પૂર ભરજો
ઇચ્છું કલ્યાણ હું મિત્ર દુસ્મન તણું, જગતનું નાથ કલ્યાણ કરજો [૪]
આંખ છે આંધળી તુજ શું ના ઢળી, તે છતાં હે હરિ, લક્ષ્ય લેજો
દોડતાં આવીને, પુનિત સંભાળીને અંતમાં દર્શને આપ રહેજો [૫]



( ૭૦ )

પરમ કૃપાળુ દીન દયાળુ [૨] જીવનના આધાર—વંદુ
સચરાચર જગદીશ્વર ઈશ્વર [૨] ઘટ ઘટમાં વસનાર—વંદુ
ઊર્મિઓ સૌ જાગે મ્હારી—ભ્રમણાઓ સૌ ભાંગે મ્હારી
માયાનું આ ઝેર ઉતારો [૨] અમૃતના સિંચનાર—વંદુ
અંધારૂં અંતર ઓરડીએ, પળપળ માંહી પાપે પડીએ
ભક્તિની જ્યોતિ પ્રગટાવો [૨] પ્રકાશના કરનાર—વંદુ
યોગેશ્વર નવ જાણે ભેદો, ગુણલાં ગાતાં થાકે વેદો।
પુનિત પામર ક્યાંથી જાણે [૨] ગુણગુણના ભંડાર—વંદુ



( ૭૧ )

દીનાનાથ દયા કરી લ્યો શરણે
આપો ભક્તિ અચળપદ તવ ચરણે—દીનાનાથ
સંસારના આ ચક્રમાં પીસાઈ રહી આ જીંદગી
ભડકા બધે ભડભડ બળે સળગી રહી આ જીંદગી
પ્રભુ તાપ સમાવો કૃપા—ઝરણે—દીનાનાથ
મોહ—મદિરાને પીતાં પાગલ બની આ જીંદગી
લોભના ઊંડા કુવે ગબડી પડી આ જીંદગી
પ્રભુ મૂકી દો સંતોષના શિખરે—દીનાનાથ
સત્ પંથ ચૂકી ને હવે દુર-પંથ જાતી જીંદગી
મમતા તણા કાંટા થકી ઘાયલ બની આ જીંદગી
પ્રભુ રૂઝાવો શાંતિ તણા મલમે—દીનાનાથ
ભવસાગરે ડોલી રહી નૌકારૂપી આ જીંદગી
મારો અગર તારો પ્રભુ સોંપી હવે આ જીંદગી
પ્રભુ વિનતિ સુણો પુનિત કરણે—દીનાનાથ

( ૭૨ )

સ્તુતી શું કરૂં રે [૨] મારી જીભલડી અટકે છે
વંદન મારા ચરણકમળમાં, એટલું હુ તો જાણું [૨]
કઈ ભાષામાં કરવું મારે [૨] ગોવીંદ તારૂં ગાણું—સ્તુતી
સાત સમુદ્ર શાહી કરીને, પૃથ્વી કાગળ લીધો [૨]
શારદ દેવી નીશદીન લખતાં [૨] શ્રમ નકામો કીધો—સ્તુતી
મોટા મોટા મુનીશ્વરો પણ અંતે હારી બેઠા [૨]
નેતી કહીને વેદો અટકયા [૨] હાથ પડયા છે હેઠા—સ્તુતી
શેષ હજારો મુખથી બોલે તો પણ થાકી જાતા [૨]
પુનીત તો અવાક બન્યો છે [૨] ગુણલાં તારાં ગાતા—સ્તુતી



( ૭૩ )

વ્હાલા શ્યામ મુરારિરે, આંગણે આવો
દર્શનનો છું ભિખારીરે આંગણે આવો—વ્હાલા
દેહ-નગરીની મધ્યે મનડાની મારી શેરી
એ શેરી છે અનેરીરે, આંગણે આવો—વ્હાલા
મનડાની શેરી મધ્યે, મંદિર મારૂં આવ્યું
મેં બહુ બહુ તોશણગાર્યું રે આંગણે આવો—વ્હાલા
આ ગરીબની ઝુંપલડી, વ્હાલીડા પાવન કરજો
પાવલીયા ત્યાંતો ધરજો રે આંગણે આવો—વ્હાલા
પુનિત તારા ચરણે પુનિત મંદિરે થાશે
ન્યાલ પુનિત થઈ જાશેરે આંગણે આવો—વ્હાલા

( ૭૪ )

ડુબેલાને તારી લેજોરે દયાના નિધિ
મરતા ઉગારી લેજોરે દયાના નિધિ—ડુબેલાને
અંતે હું અજ્ઞાની નીવડયો અંધારે અથડાતો જીવડો
જ્ઞાન કેરો ધરો દીવડોરે, દયાના નિધિ - ડુબેલાને
પ્રતિષ્ઠાને ગણી પ્યારી અંતરે અહંતા ધારી
મમતાને નાખો મારીરે, દયાના નિધિ—ડુબેલાને
શબ્દોની જે ખેંચમતાણી એમાં મેં તો મોજો માણી
દયા કરો દીન જાણીરે, દયાના નિધિ—ડુબેલાને
બુઝાવી દ્યો હૈયા હોળી પ્રેમ-જળમાં દેજો બોળી
પુનિત ને લેજો ખોળીરે, દયાના નિધિ—ડુબેલાને



( ૭૫ )

ઝંખુ હું દિન અને રાત વ્હાલા દરશન દેજો
સુણજો ગરીબ કેરો સાદ વ્હાલા દરશન દેજો—ઝંખુ
દુનિયા લાગે છે કડવી ઝેર ઝેરી વાયુ વાતો
આપી દો અમૃત-પ્યાલી હાથ, વ્હાલા દરશન દેજો—ઝંખુ
શુળીના જેવો આ સંસાર અંતર મારૂં વિંધે
ચાંપી દો અંતર-અંતરસાથ, વ્હાલા દરશન દેજો—ઝંખુ
મારી દુનિયા તો તારૂં નામ તારી મીઠી સુરતિ
રાખો પુનિત ચરણો પાસ, વ્હાલા દરશન દેજો—ઝંખુ



( ૭૬ )

જેવો તેવો પણ તારો હાથ પકડ પ્રભુ મારો
    તારે ભરૂસે જીવન નભતું [૨]
    મનડું ચંચળ જ્યાં ત્યાં ભમતું [૨]
કરતું ખોટા વિચારો હાથ પકડ પ્રભુ મારો—જેવો
    સમજીને હું આગે પડતો [૨]
    માયાનો ભડકો ભડભડતો [૨]
ભડકો નહી બુઝનારો, હાથ પકડ પ્રભુ મારો—જેવો
    જ્યાં ચાલું ત્યાં કાંટા વાગે [૨]
વાગે પણ હું ચાલું આગે [૨]
થાતો પાપ વધારો, હાથ પકડ પ્રભુ મારો--જેવો
    પુનિતની અંતરની વાણી [૨]
    અંતરજામી લે તું જાણી [૨]
એકજ તું છે સહારો, હાથ પકડ પ્રભુ મારો જેવો



( ૭૭ )

કરૂણાળુ કરૂણા કરજો
મારા અંતર પ્રેમને ભરજોરે—કરૂણાળુ કરૂણા કરજો
રેતી-રણસમ અંતર મારૂં તેમાં ઝરણ વહાવો
પ્રભુ તેમાં ઝરણ વહાવો મને આપો અમૂલખ લ્હાવો
મારા મસ્તકે હાથને ધરજોરે—કરૂણાળુ કરૂણા કરજો
હું બાળક છું દીન દુઃખીયારો દયા-દષ્ટિને નાંખો
પ્રભુ દયા-દૃષ્ટિને નાખો મને સ્થાન હૃદયમાં આપો
મને પોતાનો કરી ગણજોરે—કરૂણાળુ કરૂણા કરજો
વાડઆધારે વેલી ચઢતી વાડ પુનિત થઈ જાજો

પ્રભુ વાડ પુનિત થઇજાજો મને પ્રેમના અમૃત પાજો
મારા તાપ બધા પર હરજોરે કરૂણાળુ કરૂણા કરજો



( ૭૮ )

કઇ પેરેથી સ્તુતિ કરવી આપની
મહિમા મોટો મોટા મહિમા વાન જો—કઇ
વેદો પણ ના સમજે આપ સ્વરૂપને
નેતિ કહીને શ્રુતિ કરતી ગાનજો—કઇ
શેષ હજારો મુખેથી થાકી ગયા
સરસ્વતી તો ચુકયાં વીણા—તાનજો—કઇ
મુજ જેવા અજ્ઞાની સું સમજી શકે
પુનિત ધરતો ચરણો કેરૂં ધ્યાન જો—કઇ



( ૭૯ )

આશરો ત્હારો રે હો વાલમાં
મરતાં ઉગારો રે હો વાલમાં
હાંરે હુંતો ભવના સાગરમાં ડૂબતો રે લોલ
હાંરે તારા ચરણોનું મળીયુ નાવજો—આશરો
હાંરે હું તો હારી બેઠો છું જીંદગી રે લોલ
હાંરે મને મળી ગયો છે દાવજો—આશરો
હાંરે હું તો દાવાનળે બહુ દાઝતો રે લોલ
હાંરે કરો અમૃતનો છંટકાવજો—આશરો
હાંરે ત્હારો પુનિત મરણના મુખમાં રે લોલ
હાંરે હવે કરવાનો તારે બચાવજો—આશરો

( ૮૦ )

અરજી અમારી સુણો શ્રીનાથજી
લઈ જાજે તારા ધામમાં
મારા અંત સમયના બેલી
હવે મેલો નહીં હડસેલી
હું તો આવી ઉભો તમ દ્વારે—શ્રીનાથજી લઈ
નાથ કરૂણા તણા છો સિંધુ
હું તો યાચું છું એકજ બિંદુ
એક બિંદુમાં નહિ થાય ઓછું—શ્રીનાથજી
મારૂં અંતર લેજો વાંચી
નથી મેંદીમાં લાલી લખાતી
પાન-પાને એ પસરી જાતી—શ્રીનાથજી
તને સમજુને શું સમજાવું
કહો તો અંતર ચીરીને બતાવું
તારી પુનિત ને એકજ આશા—શ્રીનાથજી



( ૮૧ )

અનાથોના નાથ અંતર જામી
હાંરે વ્હાલા તમને કહું શિર નામી—અનાથોના
હાંરે જેનું કોઈ નથી આ જગતમાં
હાંરે એવા દીન દુઃખીઓના છો સ્વામી—અનાથોના
હાંરે અનાચારી અધમ ને કામી
હાંરે તારા બિરદમાં નાવે ખામી—અનાથોના
મારો અંત સમય જ્યારે આવે
ત્યારે દર્શન દેજો ગરૂડા ગામી—અનાથોના

વ્હાલા પુનિતની અરજી ઉર ધરજો
સ્હાય કરજો વેળા મારી વસમી—અનાથોના



(૮૨)

મારી લાજ તમારે હાથે, નાથ નિભાવજો રે
દીનાનાથ દયાળ દયા અદભૂત દર્શાવજોરે,
સંકટથી સોસાઉં મુરારી, લેજો અંતર્યામિ ઉગારી
હવે ગયો છું હારી, બાપ બચાવજો રે—મારી
કર્મ કઠણુ માઠાગ્રહ બેઠા હાથ પડયા છે હમણાં હેઠા
પરમેશ્વર ક્યાં પેઠા પણ પરખાવજોરે—મારી
અહિત અને હિતમાં અણુસમજુ, કૃત્યાકૃત્ય વિષેશું સમજું
ભજું તજું શું માધવ માર્ગ બતાવજોરે—મારી
કેશવ હરિ હેતે સંભારૂં પ્રભુપદ હોય હજી જો પ્યારૂં
મંગળ કરવા મારૂં અંગદ આવજો રે—મારી



( ૮૩ )

હઠ લઈ બેઠા છો હરિરાય, હવે હદ થાય છે રે
જગદીશ્વરજી જન્મ જડેલો, નિષ્ફળ જાય છે રે—હઠ
શો અપરાધ થયો છે સ્વામી, પુછુંછું પ્રેમે શિરનામી
અંતરયામી અંતર અતિ ઉભરાય છે રે—હઠ
છે ભગવાન મને ભય ભારે આપવિના નહીં કોઈ ઉગારે
આ સંસારે અધવચ વ્હાણ તણાય છે રે—હઠ
ઘણા ઘણાની વ્હારે ધાયા. સેવકને ટાણે સંતાયા
માધવ નકરો માયા, નયન ભરાય છે રે—હઠ

કેશવ હરિ બહુ કઠણ નથાશો, નિર્દય થઈ ને દુર ન જાશો
પ્રભુ કરૂણામૃત પાશો, જીવન જાય છે રે—હઠ



( ૮૪ )

દીનાનાથ દયાળ નટવર હાથ મારો મુકશો મા
આ મહા ભવસાગરે, ભગવાન હું ભુલો પડયો છું
ચૌદ લોક નિવાસ ચપલાકાન્ત આ તક ચુકશો મા-દીનાનાથ
ઓથ ઈશ્વર આપની સાધન વિષે સમજુ નહીં હું
પ્રાણ પાલક પોત જોઈ, શંખ આખર ફુંકશો મા-દીનાનાથ
માત તાત સગા સહોદર જે કહું તે આપ મારે
હે કૃપામૃતના સરોવર, દાસ સારૂં સુકશો મા-દીનાનાથ
શરણ કેશવલાલનુ છે ચરણ હે હરિરામ તારૂં
અખિલ નાયક આ સમય, ખોટે મસે પણ ખુટશોમા-દીનાનાથ



( ૮૫ )

મારી નાડતમારે હાથ, હરી સંભાળજોરે [૨]
મુજને પોતાનો જાણીને પ્રભુપદ પાળજોરે—મારીનાડ
પથ્યા પથ્ય નથી સમજાતુ, દુઃખ સદૈવ રહે ઉભરાતુ [૨]
મને હશે શું થાતુ નાથ નિહાળ જો રે—મારીનાડ
અનાદી વૈદ આપછો. સાચા, કોઇ ઉપાય વિસે નહી કાચા [૨
દીવસ રહ્યા છે ટાંચા, વેળા વાળ જોરે - મારીનાડ
વિશ્વેશ્વર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો [૨]
મહા મુઝારો, મારો નટવર, ટાળજોરે—મારીનાડ
કેશવ હરી મારૂશું થાસે, ઘાણુવળ્યો શું ગઢ ઘેરાસે [૨]
લાજ તમારી જાશે ભુદર ભાળ જોરે—મારીનાડ

( ૮૬ )

મારા હાથ પડયા છે હેઠા હરિ હું શું કરૂં રે
શરણે આવ્યો છું કરૂણાકર કરશો ત ખરૂં રે—મારાં
કયાં સંતાયા કુશલ કરાણી, તરણી નટવર જાય તણાણી
ભાઠે હાય ભરાણી, કંઈ રીતે તરૂં રે—મારા
થતું હશે શું સમજણ ન પડે ગોતું પણ મને માર્ગ ન જડે
ભવસાગરના દુઃખ વડે, હૃદયે ઠરૂ રે—મારા
ધરણી ધર શું ધાર્યું મારૂં, રટણ કરૂં છું નિત્ય તમારૂં,
આવડું શું અંધારૂં મરણ વિના મરૂં રે—મારા
સાધન સર્વ ગયાં છે ખુટી, કપટી કાળે માર્યો કુટી
બગડયાની નહીં બુટી, નાથ કયાં જઈ ઠરૂં રે—મારા
અતિ તાપથી તપી રહ્યો છું, બાષ્પ કંઠથી અંધ થયો છું
ભુલી ભાન ગયો છું, ધીરજ શું ધરૂં રે—મારા
અદ્દભુત માયા નાથ તમારી, મનવાણી નહીં પહોંચે મારી
કેશવ હરિ હારી, શિર તવ ચરણે ધરૂં રે—મારા



(૮૭)

પરમ ઓ પ્રભુ શરણ આપજે,
હૃદય કુંજમાં નાથ સ્થાપજે—૧
કઠણ કાળ છે આકળી તણો
ધીરજ નવ રહે શોક જ્યાં ઘણો—૨
ત્રીવીધ તાપથી તું બચાવજે
શરણ સતનું તું અપાવજે—૩
સબળ શુધ્ધતા બાપ આપજે
તિમિર તન તણું કૃષ્ણ કાપજે—૪

અભય પદ હરિ આપનાર તું
 જીવન નાવડું તારનાર તું—૫
અગમ પંથના સંત જો મળે
 ત્રીવીધ દેહના તાપતો ટળે—૬
અપર પંખીડું આવીને ચડ્યું
 પરમ પ્રેમના પીંજરે પડ્યું—૭
નહિ નડે તને ના ઉડાડજે
 શરણુ બારણું તું ઉઘાડજે—૮
કર ગ્રહી પ્રભુ કષ્ટ કાપજે
 મમ દિલે સદા શાંતી સ્થાપજે—૯
જગતની રૂઠે સકળ સંપત્તિ
 પણ રૂઠીશમાં નાથ તું રતિ—૧૦
વરદ હસ્તને મસ્તકે ધરી
 જનમ મર્ણના દુઃખ લે હરિ-૧૧
અરજ એટલી પુંજીરામની
 કર કૃપા હવે મુજ વિરામની—૧૨



( ૮૮ )

બંસીધર કૃષ્ણ મુરારી શુધ્ધ લ્યો ઘનશ્યામ હમારી—ટેક
મંજારી બાળ ઉગાર્યા, ગજ બંધન નાથ વિદાર્યા
દઈ મોક્ષ કર્યો સુખકારી—શુધ્ધ
 પ્રહલાદને ખુબ રીબાવી તાતે સ્થંભે બાથ ભીડાવી
 પ્રગટ્યા નરસિંહ રૂપધારી—શુધ્ધ
 કૌરવની ક્રુર સભામાં પાંચાલી વિકટ દશામાં
પુરી પટકુળ લાજ વધારી—શુધ્ધ

સત્ય નામ સુધન્વાએ ખોળ્યું તાતી કડામાં અંગ ઝબોળ્યું
દીધું તેલ ત્રીભુવનઠારી—શુધ્ધ
નરસૈયાના કારજ સાર્યાં ચંદ્રહાસના કષ્ટ નિવાર્યાં
સેવા અમરિષની સ્વીકારી—શુધ્ધ
સુદામાનું દળદર કાપ્યું અવિચળપદ ધ્રુવને આપ્યું
અહલ્યાને નાથ ઉગારી—શુધ્ધ
થયા શીવરીના ઓરેરાજી ખાધી ભકત વિદુર ઘરભાજી
પ્રીતમને ભકિત પ્યારી—શુદ્ધ
મીરાં પર રીસ કરીને દીધું રાણાએ ઝેર ભરીને
કીધું અમૃત કુંજ વિહારી—શુધ્ધ
પ્રભુ ગહન ગતિ છે તમારી જ્યાં પહોંચે ન બુધ્ધી અમારી
ઘણા ભકતને લીધા તારી—શુધ્ધ
ગોવીંદ તુજ ગુણનો ઘેલો ભવ સાગર મધ્ય ડુબેલો
ગ્રહી હાથ લ્યો નાથ ઉગારી—શુધ્ધ



(૮૯)

અહો નંદના નંદ આનંદ દાતા
તું માતા તું તાતા તું ભ્રાતા વિધાતા
નમું નાથ હું હાથજોડી દુઃખારો
મને છે પ્રભુ એક આધાર ત્હારો—૧

નથી સાન કે ભાન અજ્ઞાન હું છું
દીનાનાથ તારે ભરોસે રહું છું
સદાનાથ દેજે તું સારાવિચારો
મને છે પ્રભુ એક આધાર ત્હારો—૨

કુબુધ્ધી નીવારી સુબુધ્ધી તું દે જે
ગણી દાસ ત્હારો પ્રભુ પાસ લેજે
ભૂલ્યો હું ગ્રહીલે હરી હાથ મ્હારો
મને છે પ્રભુ એક આધાર ત્હારો—૩

રચ્યું વિશ્વને વિશ્વના સેવનારા
અસંખ્યો જીવોના રચ્યા પીંડ પ્યારા
કીધા સુખના સાધનો તેં હજારો
મને છે પ્રભુ એક આધાર ત્હારો—૩

કૃપાળુ કલાને કૃતી સર્વ ત્હારી
કળીના કળાય પરિબ્રહ્મ ભારી
ભુલું કેમ હું નાથ એ ઉપકારો
મને છે પ્રભુ એક આધાર ત્હારો—૫

ગુન્હેગાર હું છું ક્ષમા સ્વામી દે જે
વૃથા બંધનોથી બચાવી તું લેજે
તું છે દાસ ગોવીંદનો પ્રાણ પ્યારો
મને છે પ્રભુ એક આધાર ત્હારો—૬



( ૯૦ )

દેવ ડાકોરવાળારે. શામળીયા છો સાચા ધણી
લેજો શરણે અમોનેરે વ્હાલા દીનદાસ ગણી
દુઃખ દુનીયાના ખોવારે સંતોતણા પંથ ઝાલ્યા
મુખ મનોહરજોવારે. દોડી દોડી આવ્યા વ્હાલા
જુગ જુગના વિયોગે રે ઘણા ઘણા દેહ ફર્યા
પૂરા પુણ્યના યોગેરે ભકિત કેરા બાનાં ધર્યાં

ગણો પોતાના જનેરે, તેનું કામ સિધ્ધ કરો
જેવાં તેવાં તમારા રે, વ્હાલા ઘડીના વિસરો
માતા પિતા તમે છોરે સખાબંધુ સાચા તમે
તમે સર્વ અમારે રે વ્હાલા વસમી વેળાસમે
દાસ ગોવીંદના સ્વામીરે સેવા સાચીમાની લેજો
ઉભા દરબારે આવીરે દયા કરી દર્શન દેજો



(૯૧)

અખિલ જગત આધાર વ્હાલા—ટેક
વંદન કરીએ વ્હાલ ધરીને, ભવજળપાર ઉતાર વ્હાલા-અખિલ.
મનમંદીરમાં વાસકરીને, કર અમશુધ્ધ વિચાર વ્હાલા-અખિલ
અમબાળકપર બાપામારા, અગણિત છે ઉપકાર વ્હાલા-અખિલ
ડગલે પગલે ભુલ અમારી, ગણીપામર ઉગાર વ્હાલા-અખિલ.
માત પિતાગુરૂ બાંધવતું છે, તું જીવનનો સાર વ્હાલા-અખિલ
ગુણદાયક ગોવીંદના સ્વામી. અલગ ન કરજે લગાર વ્હાલા-અખિલ



( ૯૨ )

અકલિત કળા તમારી જય જય જગત્રાતા—ટેક
અલ્પ મતિ હું છેક અભાગી
અંત લગી નવ તષ્ણા ત્યાગી
લેજો નાથ ઉગારી જય જય જગત્રાતા—અકલિત
પામર અંધ પુરો છું પાજી રંક ઉપર હરિ રહેજો રાજી
માગું ક્ષમા મોરારી—જય જય જગત્રાતા—અકલિત

અમને નડતું તિમિર હમારૂં સાચું સ્વામી શરણુ તમારૂ
બિરદ તણી બલીહારી—જય જય જગત્રાતા—અકલિત
અવગુણુ નાથ ન જોશો જરીએ આપ કૃપા થકી પાર ઉતરીયે
ગોવીંદ વર ગીરધારી—જય જય જગત્રાતા—અકલિત



( ૯૩ )

હાંરેકે મારા અંતરના આરામ-દર્શન કયારે દેસો
હાંરેકે અરજી સુણજો સુંદીર સ્યામ—દર્શન ટેક
દર્શન કાજે તલસું દાડી બેસું મન મંદીર ઉઘાડી [૨]
હાંરેકે કરીને જગમાં કડવાકામ—દર્શન—હાંરેકે
જયાં જોઉં ત્યાં અગ્નિ સળગે, ભડકા એના અંગે વળગે [૨
હાંરેકે તમવીણુ ઠરવાને નથી ઠામ—દર્શન—હાંરેકે
સુખ વિષયનું વ્હાલું કીધું, ઝેર હળાહળ ઘોળી પીધું [૨]
હાંરેકે હવે તો પાવા અમૃત જામ—દર્શન—હાંરેકે
અનંત અવતારોના અંતે, રસ્તો શોધી આપ્યો સંતે [૨]
હાંરેકે આવી બાંધ્યા અહો અભિરામ—દર્શન—હાંરેકે
ભવસાગરનો નાવે આરો, નોકાને નાવીક થઇ તારો [૨]
હાંરેકે વ્હાલે વિનવે ગોવીંદરામ—દર્શન હાંરેકે



( ૯૪ )

અયોધ્યાકે વાસી સુનો અર્જ મેરી
કહો કબ કટેગી યે ફાંસી હમેરી—ટેક
હુવા જન્મ લાખો કરોડો હમારા

તથાપિન પીયા કહીંભી કીનારા—અયોધ્યાકે
પરેશાન અબ હોગયે હમ તો સ્વામી
કૃપા કરકે આવો બચાવો સુનામી—અયોધ્યાકે
લુંટારોને નગરીમેં લુટ ચલાઇ
ભલી સંપત્તીકો મિટ્ટીમેં મિલાઇ—અયોધ્યાકે
ભરા આંધુમે ડુબતી મોરી નૈયા
બચાલો બચાલોજી હોકર ખવૈયા—અયોધ્યાકે
પ્રભુ મેરે મનમે કરો ઉજીયારા
તુંમ્હી દાસ ગોવીંદકા હો સહારા—અયોધ્યાકે



( ૯૫ )

મારી સહાય કરો ગીરધારી—ટેક
શામળીયા હું શરણે આવ્યો, લેજો નાથ ઉગારી—મારી
આપ ચરણ વિણ કોઇ ભુતળમાં નથી બચવાની બારી—મારી
ધામ ધરા ધન સંપત્તિ નારી
લાગે સહુ દુઃખકારી—મારી
ગોવીંદ ગુણ હીણો છે ગોવીંદ
દેજો પાર ઉતારી—મારી



( ૯૬ )

પાંડુરંગ પાંડુરંગ પાંડુરંગ પધારો
પાંડુરંગ પધારો મારૂં દુઃખ નિવારો—પાંડુરંગ

ઉંચે આકાશ નીચે પાણી અગાધ છે
પહોંચું પહોંચાય નહિ દુર કીનારો—પાંડુરંગ
ગાજે ઘનઘોર ચારે કોર અંધકાર છે
આવી આ સેવકનો પંથ સુધારો—પાંડુરંગ
મોજા પ્રચંડ પવન જોર શોર વાય છે
નાવીક થઇ સુકાન હાથમાં ધારો—પાંડુરંગ
હું છું અનાથ નથી એકે ઉપાય રે
ગોવીંદના નાવડાને પાર ઉતારો—પાંડુરંગ



( ૯૭ )

ડુબતી હમારી નૌકા, તું તારજે કનૈયા
ઝુરતા વિયોગી ટહુકા, ઉર ધારજે કનૈયા—ટેક
જગના દુઃખી તમાશા, આશા મટી નિરાશા
ત્યાં કોણ દે દિલાસા, કર ધારજે કનૈયા—ડુબતી
સ્વાર્થે ભરેલ સૃષ્ટી, વિરમી દયાની દૃષ્ટી
મીઠી અમીની વૃષ્ટી, વિસ્તારજે કનૈયા—ડુબતી
જગજાળમાં ફસીને, મિથ્યા રહ્યા હસીને
અમ અંતરે વસીને, ઉપકારજે કનૈયા—ડુબતી
કળીકાળના પ્રભાવે, અહંભાવના સ્વભાવે
દુઃખી દશા ડુભાવે, શુભ ધારજે કનૈયા—ડુબતી
મમતા મુકે ન મનને, સંચ્યુ ન ભકિત ધનને
બળતા હમારા તનને તું ઠારજે કનૈયા—ડુબતી
મદ મોહનું વિકારી, દળ દે હવે વિદારી
ફુલ પાંખડી હમારી સ્વીકારજે કનૈયા—ડુબતી
ગોવીંદ વનવિકટમાં છે આશ ત્હારી રટમાં
આવ્યો ચરણ નીકટમાં ઉધ્ધારજે કનૈયા—ડુબતી

( ૯૮ )

તું મારો આધાર, દયાનિધિ. તું મારો આધાર—ટેક
અશરણ શરણ નામ શુભ તારૂં તુ કર મારી વ્હાર—દયા
રૂપ રંગે કે જર લોભે, જગત જનોનો પ્યાર—દયા
સકળ વિકળતા ટાળી દુઃખને, વિષ વિષયથી વાર—દયા
ન્હાનાની પત રાખ પતિ તું પ્રીતે પતિતોધ્ધાર—દયા
અભય અચળ પદ તારૂં સારૂં યાચું વારંવાર—દયા
ન્યાયિ છતે પણ ક્ષમા કરીને, તારી પાર ઉતાર—દયા
તુજને ગમતાં કામ કરીને કાન લહું વિસ્તાર—દયા



( ૯૯ )

કૃપાસિંધુ ઇશ એક અવીકારી, વિના વિશ્વ બધું નાશકારી—ટેક
થાપો ઉથાપો જગત કૃતિને, અનહદ લીલા વિસ્તારી
તર્ક કે તત્વનો પાર ન પામે શેષ મતિ જાય હારી—કૃપાસિંધુ
દીન દયાળ જગત પ્રતિ પાળક ટાળક વિપત હમારી
ભક્તનું રક્ષણ-પોષણ કરીને, દાખવી છે બલિહારી—કૃપાસિંધુ
પ્રેમે પ્રણીપત નિત્ય કરીને માગીએ એજ મોરારી
કાન ચરણ શરણે નિત રાખો મનો વિકાર વિદારી—કૃપાસિંધુ



( ૧૦૦ )

વારી જાઉંરે વ્હાલીડા વૈકુંઠ વાસીરે નમું નમું
અલખ પુરૂષ અવિનાશીરે નમું નમું
હરિજનના હિતકારીરે નમું નમું
અવતારના અવતારીરે નમું નમું
ભૂધર બ્રહ્મણ્ય દેવરે, ન૦ સુરવર મુનીવર સેવ્યરે-ન

વિશ્વંભર વિશ્વેશરે, ન૦ સારંગ પાણી સુરેશ રે—ન
સદગુણના પ્રભુ સિંધુ રે, ન૦ દામોદર દીન બંધુ રે—ન
પતિત પાવન કારીરે, ન૦ ગોવિંદ ગિરિવરધારીરે—ન
અનંત લોચન ઇશરે, ન૦ જગજીવન જગદીશરે-ન
અખિલ જગ આધાર રે, ન૦ કોટી ભુવન કરતારરે—ન
સતચિત આનંદ રૂપરે, ન૦ ભુધર ભક્તોના ભુપરે—ન
વિશ્વથી વેગળો વાસરે, ન૦ પ્રેમી જનને છો પાસરે—ન
પરબ્રહ્મ અક્ષર પાર રે. ન૦ બાવનથી છો બહારરે—ન
બળવંત બેલી છો બાપરે, ન૦ ટાળીદો ભવના તાપરે—ન
અઢારમા અગમ્યરે. ન૦ સંત પ્રસંગે સુગમ્ય રે—ન
દુરી જનથી છો દુરરે, ન૦ ઝીણામાં ઝીણા જરૂર રે-ન
મેરૂ થકી પણ મોટારે, ન૦ ખળને તો લાગો છો ખોટારે—ન
ઇશ્વર અંતર જામીરે, ન૦ શેષ મહેશના સ્વામીરે-ન
અવગુણ કોટી અમારા રે, ન૦ સદગુણ સર્વે તમારારે—ન
નાથ નીરંજન નીત્ય રે, ન૦ પરખો છો અંતરની પ્રીતરે-ન
વડાઇ આપની વીચારો રે, ન૦ ત્રીકમ ભવજળ તારો રે—ન
પદ પુરણ ગાશેરે. ન૦ પ્રભુ રામાનંદના પ્રસન્ન થાશે રે—ન૦



( ૧૦૧ )

વહાલીડા ચઢજો વહારે રે    બળવંતા બેલી
કપાશે બંધન કયારે રે    બળવંતા બેલી—ટેક
વહાલાજી મારા, નથી આ વેળા કોઇ મારૂં
છે શરણું એક તમારૂં રે—બળવંતા
વહાલાજી મારા વડાઇ આપની વિચારો
અપરાધ ન જોશો મારા રે—બળવંતા

વહાલાજી મારા સગપણ તમારૂં એક સાચું
બીજું તો સર્વે કાચું રે—બળવંતા
વહાલાજી મારા, પિતા તમે ને તમે માતા
ભૂધરજી મારા ભ્રાતારે,—બળવંતા
વહાલાજી મારા, તમે છો દીન કેરા બંધુ
શામળીયા ગુણના સિંધુ રે—બળવંતા
વહાલાજી મારા નબળી વખતના છો નાણું
જગ સર્વે મિથ્યા જાણું રે—બળવંતા
શરણાંગત કેરી, સંભાળ સ્વામી છો લેનારા
ઋષિરાજ હૃદે રહેનારા રે—બળવંતા



(૧૦૨)

સાંભળજો સગા સાચારે, અલબેલા અરજી
વૃથા નહિ બોલું વાચારે, અલબેલા અરજી—ટેક
નરકની પીડા અઠયાવી કુંડમાં મે ન્યાળી
ગર્ભવાસે તો હદવાળીરે અલબેલા અરજી
મટાડો મહેરબાની કરીને સંકટ મારૂં
બહાલા નહિ ગુણ વિસારૂં રે અલબેલા અરજી
કથા તમારી કાના હું સાંભળીશ કરણે
તીર્થાટણ ચાહીશ ચરણે રે અલબેલા અરજી
નારાયણ તમને નેહેથી નીરખીશ નેણે
વળી કીરતન ગાઈશ વેણે રે અલબેલા અરજી
સ્વામી તમારા હરિજનની કરીશ હાથે સેવા
શીર નામીશ હું સુર દેવારે અલબેલા અરજી
તથાપી ત્રીકમનાવે પતીજ મારી તમને
તો જમાન આપું જમનેરે અલબેલા અરજી

ભગવતનું અરજી સુણી રૂપીરાજ કહે દીલ ભેદયું
સંકટ પ્રાણીનુંછેદયું રે અલબેલા અરજી



( ૧૦૩ )

મારા સાચા સ્નેહીરે, બદરીપતિ બાપલીયા
મને ભારે ભરૂસોરે, જપું તારા જાપલીયા [૧]
અંત વેળાતા આગારે સગા સહુ સ્વારથીયાં
આજ હરીજન વહાલારે, પુરા પરમારથીયા— [૨]
આવી અંત સમામાંરે, ઉગારો તો ઉગરીયે
નાથ મારી તો લજ્યારે, જનારી નથી જરીયે—[૩]
મારા ધર્મ ધુરંધરરે, અનાથના નાથ અરે
પ્રભુ પતિત પાવનરે, નોંધારા આધાર હરે—[૪]
ગરૂ ગરીબ નીવાજરે, પ્રભુ મારા પ્રાણપતિ
અરે અંતર જામીરે, સુધારીદ્યો મારીમતિ— [૫]
મચ્છ કચ્છ મનોહરરે વરાહ નૃસિંહ વિભુ
વેદ વ્યાપક વામનરે, ભૃગુકુળ ભાણપ્રભુ- [૬]
અજોધ્યા અધિપતિરે, સીતાપતિશોક હરો
વૃજરાજ વિહારીરે, સેવકની સહાય કરો—[૭]
બળ બુધ્ધ કલંકીરે, દયા કરો દત્તહરે
હરિહંસ પૃથુ પ્રભુરે, કલ્યાણના કૃત કરે—[૮]
હરિ નારદ હયગ્રીવરે, વળી વદે વ્યાસહરે
દાસવત્સળ દાતારે હરો ભવ ત્રાસ હરે—[૯]
નાભિરાજાના નંદરે, દયા લાવી દૃષ્ટિ કરો
મુરતી સુત મોહન રે, કપિલજી કષ્ટિ હરો [૧૦]

ધિગિ ઢાલ ધન્વંતરરે, વિધીસુત ચાર વિભુ
દાસનું દુઃખ જાણીરે, વ્હારે ચઢો જન્ન પ્રભુ—[૧૧]
પ્રહેલાદની પીડારે, હણી તતકાળ હરી
તેલ કઢાઈ તાતીરે, સુધન્વાની ટાઢી કરી—[૧૨]
રસિયા લાજ રાખીરે, પંચાળીનાં ચીર પુર્યાં
પોતાના જાણી પાંડવ રે, હરી તમે દુઃખ હર્યાં—[૧૩]
એક નામે અજામેલરે, ઉધારિયો એજ પળે
ગુણકા ગુણ ગાતાંરે, તરી ભવ તેજ પળે—[૧૪]
વણ આચારી વાંદરરે, ગણ્યાંનીજ દાસડીયાં
ગિધ પંખીને ગૌલોકરે, વસાવિયો વાસડિયાં—[૧૫]
ગજરાજને ગોવિંદરે, ઝુંડે ગ્રહ્યો જેહ સમે
હરિ બંધન હરવારે, ઉજાવતા એહ સમે—[૧૬]
પાર વિનાના પાપીરે, તાર્યાં પ્રભુ ટેક ધરી
દ્રઢ કાળજુ મારૂંરે, નચિંતો થઈ હુતો હરી—[૧૭]
વિશ્વાસિને વાલમરે, દગો કર્યે દોષ અડે
વ્રત વાઢતાં વિઠ્ઠલરે, કુવા માંહી કોસ પડે—[૧૮]
સતિ નારી લુંટાતાંરે પતિ કેરૂં માપ ઘટે
શિષ્યનું સત્ય જાતાંરે, ગુરૂજીનું માન મટે—[૧૯]
સુરવૃક્ષને છાંયેરે, બેઠે જ્યારે દેહબળે
ત્યારે કલ્પતરૂનીરે વડાઇ તો વેગેટળે—[૨૦]
સિંહ ભરખશિયાળેરે, લીધોત્યારે સિંહશાનો
મોરલી સુણી મધુરીરે ન ડોલે ભુજંગશાનો—[૨૧]
પત રાખો પ્રભુજી રે મારી આજ માવલિયા
નવ થઈએ નમેરારે દયાળુ છો નાવલિયા—[૨૨]
વ્હાલા કઠણ વેળામાંરે સગું કોઇ કેનું નથી
નાથ છો નિરમાનીરે, આવ્યાં કેમ માન અતિ—[૨૩]

દાસ પીડાતો દેખીરે દીલે નવલાવો દયા
ત્યારે ગીતામાં ગોવિંદરે, કૃપાનિધિ કેમ કહ્યા—[૨૪]
મોટો નામનો મહિમારે વખાણે છે વેદ સદા
આપનું બિરદ એવુંરે, બુડી જાય કેમ કહા—[૨૫]
હેઠું નાખે ન હરિયળરે, ચડયું પગે એકવરા
મેં તો સેવ્યા છે ચરણારે, ઉમંગે અનેક વરા—[૨૬]
ધુળ ચપટીભીજાશેરે, તાળી લેશે મુર્ખ મળી,
બીરદ બાનાનું જાશેરે, વિચારીને જો વળી—૨૭
અરે અવગુણ જોતાંરે, પ્રભુ કેમ પાળવશે
પેટમાં મારે પાટુરે, જનેતા તો જાળવશે—[૨૮]
બચ્ચાં ન્યાળે ન પંખારે, મળે ક્યારે માવડલી
એમ જોઉં છું જીવન રે, વળી વળી વાટડલી—[૨૯]
સંત લઇ સંગાથેરે પધારોને પ્રાણપતી
દિલ શુધ્ધથી દુર્લભરે, ચાહું તવ ચરણ રતી—[૩૦]



( ૧૦૪ )

વિજય વિજય મંગલામ્
મન તન લોચન ધન હે રામ
સરલ સુખદ સુલભામ્
જીવન ફળ ચિદ્દ્ઘન હે રામ
જે હૃદય પંકજ ભૃગુ પદ લાંચ્છિત
ભકતજનોનું વ્હાલુ વાંચ્છિત
હૃદય કમળ અમલામ્
મમ ઉર સ્પર્શ કરો હે રામ

જેમાં જાનકી નયનો પ્રતિપલ
ચંચળ કમળો બન્યાં અચંચળ
નયન કમળ યુગલામ્
મમ નયને વસજો હે રામ
હનુમાનને ભરત શીરપર
જે કમળો ધરીયા કરૂણાકર
હસ્ત કમળ યુગલામ્
મમ શીર ધરજો હે શ્રીરામ
જે કમળો ગૌતમ સ્રિય લાલિત
સરજ્યુ તટ ગુહ કર પ્રક્ષાલિત
ચરણ કમળ યુગલામ
મમ ઉર ધરજો હે શ્રીરામ
જે શીવની રસના એ રાજીત
વાલ્મિકના કંઠે બિરાજીત
નામ સ્મરણ સુફલામ્
અમીધર મુખમાં રહેજો હે રામ



(૧૦૫)

મારી બાંવલડી તમે ઝાલોરે, રણછોડરાયા
મને ભવસાગરથી તારોરે—રણછોડરાયા
રણછોડ દયાનો સાગર, વાલીડા તું તો કહાવે
તું શીદને વાર લગાડેરે—રણછોડરાયા—મારી
રણછોડ જગમાં ભકતા, સઉ તારે શરણે આવે
તું કલ્પનું વક્ષ કહાવેરે, રણછોડરાયા -મારી

વાલાજી મારી, અંત વેળાએ પધારો
પ્રભુદાસનો ભવ સુધારોરે, રણછોડરાયા—મારી



( ૧૦૬ )

જય જય કૃષ્ણ મોરારી [૨] તમે ભકતોના ભય હારી
ભકતોના ભય હારી રામા, ભકતોના ભય હારી—જય
જેને તારૂં શરણું લીધું એની બાંવડી ઝાલી
નૈયા પાર ઉતારી [૨] તમે ભકતોના ભય હારી—જય
અસુર નીકંદન ભય દુઃખ ભંજન, સેવકના સુખકારી
લેજો શુધ્ધ હમારી [૨] તમે ભકતોના ભય હારી—જય
મુકિત ન માગું માયા ન માગું, માગું ભકિત તમારી
દયા કરો ગીરધારી [૨] તમે ભકતોના ભય હારી—જય
તમે છો માતા તમે છો પિતા, તમે છો મંગળકારી
ધન્ય ગોવર્ધન ધારી [૨] તમે ભકતોના ભય હારી
પ્રભુદાસ આજે શરણે આવ્યો, આશા એક તમારી
ચરણ કમલ બલીહારી [૨] તમે ભકતોના ભય હારી—જય



( ૧૦૭ )

અંત સમય પર આવજો આ અલબેલડા
આવી મુકજો શીર પર શ્રીજી હાથ જો—અંત
મુખે તુલસી જમુના કેરૂં પાન રે
જીભડા સમરે મુખે ત્રીભુવન નાથ જો—અંત
કંઠ રૂંધાસે નાડીઓ મારી તુટસે
દેહ તણું નહી રહેસે મુજને ભાન જો—અંત

એવાટાણે ત્રીકમજી પધારજો
બંસી સુણાવી પાવન કરજો કાનજો—અંત
પાપના સામું બાપ તમે નવ ભાળશો
કીધા કોટી કોટી મેં અપરાધ જો—અંત
શરણું તારૂ પ્રભુદાસ આજે માગતો
જો જો ભુલતા વ્હાલમ મારી વાત જો—અંત



( ૧૦૮ )

મારી આશાના એક તાર. આવી મળજો રણુછોડરાય,
મુજને ઉતારો ભવપાર. આવી મળજો રણુછોડરાય,
તમને લાગું હું તો પાય. આવી મળજો રણુછોડરાય,
જીવન નૈયા છે મજધાર, આવી મળજો રણુછોડરાય,
આવી જલ્દી કરજો વહાર, આવી મળજો રણુછોડરાય,
ઉતારો તો ઉતરે. પાર, આવી મળજો રણુછોડરાય,
ઉભો ઉભો કરૂં પોકાર, આવી મળજો રણુછોડરાય.
નયને વરસે આંસુધાર, આવી મળજો રણુછોડરાય,
મારાનાધારા આધાર, આવી મળજો રણુછોડરાય,
વિનંતી કરીએ વારંવાર, આવી મળજો રણુછોડરાય,
મળજો ભુલસો નહી લગાર, આવી મળજો રણુછોડરાય,
રસીયા રસીકને એક વાર, આવી મળજો રણુછોડરાય,



( ૧૦૯ )

માંગું હું તો પ્રભુજી એટલું રે—૨
તારા ચરણોમાં પ્રીતી થાય [૨] માગું

મનડું ઝુરે સદા વિયોગથી રે [૨]
આંખડી અળગી ઘડી નહિ થાય [૨] માણું
જકડાયેલા જગત જંજાળથી રે [૨]
છુટવા સમજાવજો ઉપાય [૨] માણુ
સુખની છોળો કદી જો ઉછળેરે [૨]
તો પણ તમને નહિ ભુલાય [૨]
દુઃખના તુટી પડે ભલે ડુંગરારે [૨]
તારૂં સ્મરણ નહીં વિસરાય [૨]
રણછોડ આશા જીવનમાં એક છે રે [૨]
એકવાર દર્શન તારા થાય [૨]



( ૧૧૦ )

લેજે સંભાળ તું હમારી—હો શામળા લેજે સંભાળ તું હમારી
આશા છે ઉરમાં તારી—હો શામળા લેજે સંભાળ તું હમારી—ટેક
જગની જંજાળમાં જીવન વીતાવ્યું [૨]
જાણ્યું જોયું તે કામજ સું આવ્યું [૨]
કીધી નહીં કાંઈ ત્યારી—હો શામળા લેજે
જપ તપ તીરથ કાંઇ ન કીધું [૨]
ધર્મો કર્મોમાં ધ્યાનજ ન દીધું [૨]
નથી ઉગરવાની બારી—હો શામળા લેજે
માયાની જાળમાં ભુલા પડેલા [૨]
આફતના આછા વાદળ ચઢેલા [૨]
અંતે બેઠા છીએ હારી—હોશામળા લેજે
ઉગતા પ્રભાતની પ્રાર્થના હમારી [૨]
પ્રેમેથી ધ્યાનમાં ધરજો મોરારી [૨]
કહીયે રણછોડ વારી વારી—હોશામળા લેજે

( ૧૧૧ )

લેજે સંભાળ તું હમારી, હો શ્યામ લેજે સંભાળ તું
કરીએ છે પ્રાર્થના પોકારી—હોશ્યામ-લેજે
દુનીયાના દુઃખ શ્યામ અમથી સ્હેવાયના [૨]
કાળે કીધો છે કહેર ભારી—હોશ્યામ લેજે
ભારત માતાની લાજ આજે લુંટાયછે [૨]
ખુટયા અનાજ ગીરધારી હોશ્યામ-લેજે
કરવા ફરિયાદ આજ આવ્યો છઉ આંગણે [૨]
રહ્યું નથી કોઇ સહાયકારી-હોશ્યામ-લેજે
સુણજે આ અલબેલા અંતરની વાતડી [૨]
નથી ઉગરવાની બારી—હો શ્યામ—લેજે
આવોજી એકવાર, અવની ઉદ્ધારવા [૨]
કહીયે રણછોડ વારી વારી—હોશ્યામ-લેજે



( ૧૧૨ )

દઇ દે પ્રભુ દર્શન હવે, વિયોગ સ્હેવાતો નથી [૨]
થા રંક ઉપર પરસંન, હવે વિયોગ સ્હેવાતો નથી—ટેક
જોયું જગત મેં ઝાઝવાના, નીર જેવું જ્યારથી—[૨]
લાગ્યું મને છે એક સાચો, તુજ જીવન સારથી—દઇ
મુજ મન લલચાવે પ્રભુ, આ એક તારી મુર્તિ [૨]
દીનરાત હું જોયા કરૂ, પણ આંખડી ઠરતી નથી—દઇ
છે ટેક દીલમાં એક કે, સાક્ષાત જોવું આંખથી—[૨]
આવ્યો આ માનવ જન્મ, માનું હું પ્રભુજી ત્યારથી—દઇ

સમજી જજે તું સાનમાં કહું છુ પ્રભુ બહુ પ્રેમથી [૨]
આવ્યા વિના એક વાર નજરે, બાપનો છુટકો નથી--હઇ
પાગલ ભલે દુનિયા કહે, પણ મસ્ત છું તુજ નામથી--[૨]
રણછોડ તારે આશરે આધાર બીજો કંઈ નથી--હઇ



( ૧૧૩ )

નૈયાંને પાર ઉતારો હો જીવન સાથી નૈયાને પારઉ--તા--રો-ટેક
જીવન નૈયાં ડુબે જીવસાગર [૨]
આસરો એક ત મા-રો-હો જીવનસાથી--નૈયાને
ભવ સાગરમાં નાવડુબે છે [૨]
મળતા નથી કઈ કીનારો—હો જીવનસાથી—નૈયાને
જન્મો જનમનો રૂણી તમારો [૨]
તારો નહીં તો ડુબાડો--હો જીવન સાથી—નૈયાને
વિશ્વપતિ વિશ્વંભર પ્યારા [૨]
સુકાની થઈને વહેલા આવો—હો જીવન સાથી-નૈયાને
અંતઃકરણથી કરગરી કહીએ [૨]
અરજી હમારી સ્વીકારો—હો જીવન સાથી—નૈયાને
ભવસાગરમાં દાસ ડુબે છે [૨]
રણછોડરાય વહેલા આવો-હો જીવન સાથી—નૈયાને



( ૧૧૪ )

પ્રભુ અરજી એક સ્વીકારોરે આ ભવસાગરથી તારો [૨]
મને દાસ બનાવી તમારો—રે. આ ભવસાગરથી તારો-ટેક

મન માયાથી છોડાવો, ચિત તમચરણે જોડાવો [૨]
રાખો સહુમાં એકજ ધારોરે, આ-ભવ-પ્રભુ
જગલાગે સઘળુ ખારૂં છે નામ તમારૂં પ્યારૂ [૨]
સદા ભકિતભાવ વધારોરે-આ—ભવ-પ્રભુ
ડુબુ છુ મધ દરિયામાં આવો થઇને સુકાની સામા [૨]
કીરતાર બનાવો કિનારોરે, આ-ભવ-પ્રભુ
એક આશા છે અંતરની, કરૂં આંખીતમ દર્શનની [૨]
મારા ઉરધરો એ વિચારોરે, આ—ભવ પ્રભુ
નથી એક ઉગરવા આરો, બગડયો છે આજન્મારો [૨]
હવે શ્રીરણછોડ સુધારો—આ—ભવ-પ્રભુ



( ૧૧૫ )

શામળા સુકાની થઇને સંભાળ, નૈયા ભરદરીયે ડુબતી-ટેક
સાચો કીનારો કઇ તો બતાવ, તું છે જીવનનો સારથી [૨]
જીવન નૈયા ભવ સાગરમાં ડુલતી [૨]
આફતની આગમાં અંધારે ઝુલતી [૨]
વાગે માયાના મોજા અપાર, હાંકુ તારા આધારથી—શામળા
વૈભવના વાયરા દીશા ભુલાવતાં [૨]
આશાના આભલા મનને ઝુલાવતા [૨]
તોફાન જામ્યું છે દરીયા મોઝાર, હોડી હલકારા મારતી—શામળા
ઉંચે છે આભ અને નીચે છે ધરતી [૨]
માન્યો છે એકમેં સાચોતું સારથી [૨]
જાણ્યો જુઠો આ સઘળો સંસાર, જીવું તારા આધારથી—શામળા
કાયાની હોડીનું કાચુ છે લાકડું [૨]
તુ છે મદારી ને હું તારૂં માંકડું [૨]
દોરી ભકતીની ઝાલી કીરતાર, ઝુલું તારા આધારથી—શામળા

તોફાની સાગરમાં નૈયાને તારજો (૨)
છેલ્લી હમારી અરજી સ્વીકારજો (૨)
રણછોડ દેજે દર્શન એકવાર, ઝુરૂં તારા વીયોગથી—શામળા



(૧૧૬)

વ્હાલા એકવાર દર્શન આપજોરે—ટેક
કરજો હૃદય કમળમાં વાસ [૨]
શામળા શરણે પડયા સંભાળજોરે—વ્હાલા
હરનીસ ચીતડું તમારા ગાનમાંરે [૨]
દીલમાં દર્શનના વિચાર [૨]
ગીરીધર ગમતું નથી વિયોગથી રે-વ્હાલા
મનડું મળવા બહુ મુંઝાય છે રે [૨]
જીવન ઝુરી ઝુરીને જાય [૨]
મોહન અંત મળવા આવજોરે—વ્હાલા
ગુરૂએ ગોળી આપી તમ નામનીરે [૨]
ખાતા ખુબ વધી ગયો રોગ [૨]
નટવર નાડી તમારા હાથમાંરે—વ્હાલા
અંગમાં તમને જોવાનો રોગ છે રે [૨]
આવજો વ્હાલા બનીને વૈદ [૨]
દુઃખડું દર્સનથી દુર થઈ જસેરે—વ્હાલા
આંસુ ઢળતી આંખડી ઠારજોરે [૨]
રણછોડ પુરો હૃદયની આસ [૨]
ભવસાગરથી હમને તારજોરે—વ્હાલા

( ૧૧૭ )

વહાલા એકવાર તો નયનો સામે આવજો રે—ટેક
પ્યારા તમને જોવા આ મનડું મુંઝાય [૨]
અરજી અંત કરણની અલબેલા ઉરધારજો રે—વહાલા
દીલમાં દર્શનના વિચારોએ વાસો કર્યો રે [૨]
મનહર મુર્તિ જોતાં જરી ન આંખ ધરાય [૨]
નટવર નજરે આવી ભવસાગરથી તારજો રે—વહાલા
મનથી દીધા છે સોગંદ તે સમજો સાનમાં રે [૨]
ઘેલા ભકત તણા એ મેણુલીયા કહેવાય [૨]
ત્રીકમ જો લાગે તાનો તો ટેક ટકાવજો રે—વહાલા
સ્વામી આ સેવકની સામે જ્યારે આવશો રે [૨]
કહેસો માગ માગ શું જોઈએ કેમ મુંઝાય [૨]
ત્યારે હું તો માંગીશ ભકિતરસ રેલાવજોરે—વહાલા
ક્યાં છો સહેજ કહો તો સામો આવું દોડતો રે [૨]
લાગી તાલાવેલી કેમ હવે જીવાય [૨]
સાચા સ્વરૂપમાં આ શ્રીરણછોડ સમાવજો રે—વહાલા



( ૧૧૮ )

ચરણોના દાસ બનાવો રાધેસ્યામ તમારા
સાચા દર્શન કરાવો રાધેસ્યામ તમારા
 મનડું મુંઝાય નાથ મલવાને માહરૂં [૨]
 તમને જોવાના શું ઉપાયો આદરૂં [૨]
સેવકને માર્ગ બતાવો કાંઈ માર્ગ બતાવો—રાધે
 મોંઘો મનુષ્ય દેહ ઉજવળ કરવા [૨]
 ભકિતને જ્ઞાન ધ્યાન સાચુ મેળવવા [૨]
સંતોનો સંગ અપાવો કાંઈ સંગ અપાવો—રાધે

સમજુ ન શ્યામ તાલ સુરો કે રાગણી [૨]
માગું એ અલબેલા અંતરની માગણી [૨]
ભજનમાં ભાન ભુલાવો કાંઈ ભાન ભુલાવો—રાધે
રહેવા શ્રીરણછોડ સાચી ઓળખાણને [૨]
પામે પૂર્ણ વિરામ ત્યારે આપ્રાણને
નીરખવા ધામ બોલાવો કાંઈ ધામ બોલાવો—રાધે



(૧૧૯)

દે દર્શન તું એકવાર—જીવનમાં [૨]
ભર મુજમાં તારો પ્યાર- આ કીરતાર- જીવનમાં—ટેક
શ્યામ સુંદીશ્વર તુજ દર્શનની [૨]
કંઈક દિવસથી લાગી લગની [૨]
ભક્તિ ભેટની ધરી મે કફની [૨]
(આ) ભવસાગરથી તાર આ કીરતાર—જીવનમાં
જાણ્યું નામ પ્રભુ તુંજ પ્યારૂં [૨]
લાગ્યું મનથી સર્વ અકારૂં [૨]
ત્રીકમ તાન થયું છે તારૂં [૨]
(કર) આત્માનો ઉધ્ધાર આ કીરતાર-જીવનમાં
જગ જંજાળેથી છોડાવી [૨]
તારામાં હરિ મસ્ત બનાવી [૨]
દેજે દુનિયાં સહુ ભૂલાવી [૨]
(હર) ચોર્યાસીનો ભાર, આ કીરતાર—જીવનમાં
નિર્મળ જ્યોત દીસે નયનોમાં [૨]
વસી મનોહર મુર્તિ મનમાં [૨]
રહીને શ્રીરણછોડ હ્રુદયમાં [૨]
(તું) થઈજા સાથીદાર, આ કીરતાર- જીવનમાં

( ૧૨૦ )

જીવનભર ઓ પ્રભુ આપો સમાગમ સંતનો હમને
જપાવે આપના જાપો, સમાગમ સંતનો હમને
અમોલું જ્ઞાન એ આપે. ત્રીવીધના તાપને કાપે [૨]
તમારામાં જરૂર સ્થાપે. સમાગમ સંતનો હમને જીવન
ચઢાવે એક ઈસારે અલોકીક ધામને દવારે [૨]
વીષમ સંસારથી તારે-સમાગમ-જીવન
હરીરસ રોજ પીવરાવે, હૃદયમાં જ્યોતી પ્રગટાવે
અહંપદ મોહ છોડાવે-સમાગમ—જીવન
બગડતો અલ્પ જન્મારો, હવે રણછોડ સુધારો
અહનીંસ આપીને પ્યારો-સમાગમ-જીવન



( ૧૨૧ )

હે નાથ પકડ હાથ હવે પાર થવા દે
  કીરતાર કીનારે તું જરા નાવ જવા દે-ટેક
  જીવનની નાવે ડુબે સંસાર સાગરે (૨)
  સોંપ્યું સુકાન પ્યારા મેં તારે આસરે (૨)
ડુબે નહિ એ નાવ તું બચાવ થવા દે-કીરતાર—હે નાથ
  જ્ઞાની નથી હું પુરો પુજામાં અધુરો (૨)
  માયાનો રંગ દીસે હો સ્યામ મધુરો (૨)
એ રંગમાં હો સ્યામ તારો સંગ થવા દે—કીરતાર—હે નાથ
  મળતો નથી કીનારો એ નાવ હારતી (૨)
  હો સ્યામ એક સાચો છે તુજ સારથી [૨]
નાવીક થઈ નાવડી ભવપાર થવા દે—કીરતાર—હે નાથ
  શરણે પડીને રટીએ રણછોડ તુજને [૨]
  તોફાની તરંગે તું ઉગાર મુજને [૨]
આનંદ કંદ નંદ તું આનંદ થવા દે—કીરતાર—હે નાથ

( ૧૨૨ )

કહો ક્યારે પધારશો દ્વારે
હો શ્યામ જરા બોલો બોલો [૨]
હું તો જીવું છું આશરે તમારે
હો શ્યામ જરા બોલો બોલો—ટેક
પ્રભુ મનનું મંદિરીયું છે સુનું સુનું [૨]
થયું તમને બોલાવતાં એ જુનું જુનું [૨]
નથી મારી કંઇ માગણી વધારે—હો શ્યામ—કહો
મેં તો આશાને વાયદા સાચા દીધા [૨]
વળી ઉછળતા ઉરને દીલાસા દીધા [૨]
જીવ ઝુરે વિયોગના ભારે—હો શ્યામ—હું-તો
મે તો તમ સંગે પ્રેમના પ્યાલા પીધા [૨]
પ્રભુ બળતા અંતરને આશ્વાસન દીધા (૨]
નથી ઝાઝું કહેવાનું હવે મારે, હો શ્યામ—કહો
રૂડી મૂર્તિમાં દિવ્ય જ્યોત જાગી જાગી [૨]
હવે પૂરી રણછોડ પ્રિતી લાગી લાગી [૨]
એક અકળાતો આત્મા પોકારે—હો શ્યામ—હું તો



( ૧૨૩ )

છે અરજી ઉરની એક નિભાવો—ટેક
પ્રભુજી મા—રી-હું ભકિત કરૂં તમારી
સુખ સર્વે ભલે સામે આવે, નહિ પ્રેમ તમારો ભુલાવે [૨]
આ ભવસાગરથી લેજો પ્રભુજી તારી—હું ભકિત
દુઃખના દરિયે જીવન ઝુકે, પણ સ્મરણ તમારૂં નહિ ચુકે [૨]
આ દીલડું આજે એમ કહે પોકારી—હું ભકિત

જગ હોય ભલે નિંદા કરતું, પણ આ મન બીજે ના ફરતું [૨]
આ રૂઠે ભલે ને શિરપર દુનિયા સારી—હું ભકિત
રહે ચરણોમાં ચિત્તડું મારૂં રણછોડ હૃદયથી પોકારૂં [૨]
આ અંતઃકરણની એક માંગણી મારી—હું ભકિત



( ૧૨૪ )

તમે દર્શન દો એકવાર અરે ઓ દયાળુ રે [૨]
અમે આવી ઉભા તમ દ્વાર, નીહાળો કૃપાળુ રે–ટેક
આતો સ્વાર્થ ભર્યો સંસાર. જોયું છે નીહાળી રે [૨]
જુઠી વળગી જગત જંજાળ, ઓ વનમાળી રે—તમે
જોયો જુઠો આ જગનો સાર. આવ્યા હવે શરણેરે [૨]
અમે સોંપ્યું છે તન, મન, ધન, હરી તમ ચરણે રે—તમે
ડુબતાને ઓ તારણહાર. ભુલી નહીં જાસોરે [૨]
પ્રભુ મન મંદીરીયા માંહ્ય, કરજો વાસો રે—તમે
પ્રભુ તમને તો ભકતો અનેક, એમાં કહી ભુલોરે [૨]
પણ હમને તમે છો એક, હૃદયમાં ઝુલોરે—તમે
મારા અંતરના આરામ, હરી વહેલા આવોરે [૨]
કર જોડી કહુ રણછોડ, દયા દીલ લાવોરે—તમે



( ૧૨૫ )

તારે આશરે રે –[૨] મેં તો સોંપી જીવન નૈયા [૨]
ભવથી તાર જેરે [૨] સાચા બેલી કૃષ્ણ કનૈયા—ટેક
ભવ સાગરમાં પડી એ નૈયાં, એક ભરોસો તારો [૨]
માયારૂપી ખડકો માંતો, તુજ સુકાની મારો—તારે

જગત જેલમાં ચોરી કરીને પડેલાં બંધીખાને [૨]
બંધનમાં પણ ગુણલા તારા. લખાવ પાને પાને—તારે
વિકટ માર્ગો નડે કદી તો નિભાવજે સંસારે
નાવિક તું જો ભૂલાય સાચો, કરજે શિક્ષાભારે—તારે
ભવ દરિયામાં નાવડી ડોલે, મેઘ કડાકે ગાજે
એ વિપદમાં વ્હાલા વ્હારે, ચઢજે એક અવાજે—તારે
તરંગ ઊંડા વાયુ ઝાઝો. ઉગરવા નહિ આરો
કૃપા જો શ્રી રણછોડકરોતો, આવે ઝટ કિનારો—તારે



( ૧૨૬ )

કૃષ્ણ કનૈયા કરૂં આરતી. સ્નેહધરી સ્વીકારો– ટેક
પ્રાણ પ્રભુ મારામન મહીરમાં. પ્રેમ કરીને પધારો—કૃષ્ણ
ભવસાગરમાં ભટકી રહેલા પ્રભુજી પાર ઉતારો—કૃષ્ણ
પતિત પાવન ત્રીભુવન તારણ, ત્રીવીધ તાપ નીવારો-કૃષ્ણ
સ્વાર્થ ભર્યા સંસારે સ્વામી, સફળ કરો જન્મારો-કૃષ્ણ
રણછોડદ્વારે આવ્યો દોડી, આસરો એક તમારો—કૃષ્ણ



( ૧૨૭ )

કરૂણાનીધી ઓ કીરતાર, તારે આંગણે આવ્યા [૨]
લે જે સામળીયા સંભાળ, તારે આંગણે આવ્યા—ટેક
દેહતણાં સહુ દુઃખો હરવા [૨]
અંતરમાં અજવાળું કરવા [૨]
કરજે આત્માનો ઉધ્ધાર, તારે આંગણે આવ્યા—કરૂણા
બળી રહ્યા છે દાવાનળમાં [૨]
સાર નથી સઘળું કહેવામાં [૨]
થઇને છેક હવે નીરધાર તારે આંગણે આવ્યા—કરૂણા

ડુબી રહ્યા છે દુઃખ દરીયામાં [૨]
નથી દીલાસો કોઇ દેવામાં [૨]
ભવથી તરવા તારણહાર, તારે આંગણે આવ્યા—કરૂણા
ઠામ નથી ઠરવાનું મળતું [૨]
મન રહે છે જ્યાં ત્યાં ફરતું [૨]
જાણ્યો જુઠો જગનો સાર, તારે આંગણે આવ્યા—કરૂણા
નહીં આવ્યા લક્ષ્મી લેવાને [૨]
નહીં તુજને ઝાઝુ કહેવાને [૨]
રણછોડ દર્સન દે એક વાર–તારે આંગણે આવ્યા—કરૂણા



(૧૨૮)

પ્રભુને પ્રાર્થનારે [૨] ચાલો સહુમળીને કરીએ—ટેક
જગત ઉપાધી દુર કરીને જગદીશ્વરને જપીએ [૨]
લક્ષ ચોરાસી ફેરા ટાળવા [૨]
ભાથું ભકિતનું ભરીએ—પ્રભુને
આ અવસર અણમૂલોવીતે કેમ અંધ થઇ ફરીએ [૨]
જાગ્યા ત્યાંથી સવાર ગણીને [૨]
ધ્યાન હરિનું ધરીએ—પ્રભુને
સતસંગસાર અનેરો લેવા સંતોસંગે ભળીએ [૨]
સર્વ વૃત્તિઓ સ્થીર કરીને [૨]
મસ્ત સ્મરણમાં થઇએ—પ્રભુને
સ્વપ્ન સમા સંસારે રહીને શ્રીરણછોડ સમરીએ [૨]
ઘડી પલકમાં ઉડી જવાના [૨]
આત્માને ઓળખીએ—પ્રભુને



(૧૨૯)

એક ભક્તિ તમારી રે, દેજો ભગવાન સદા
એક અરજી છે મારી રે, લેજો હરિ ધ્યાન સદા
સાચા સંત જનોના રે, દેજો પ્રભુ સંગ સદા
મારા હૃદય કમળમાં રે, રહે જો તેનો રંગ સદા
મારી જીભતે નામનો રે, જપે પ્રભુ જાપ સદા
મને સ્વપ્ન માંહી પણ રે, આવે નહિ પાપ કદા
મારી આંખોની આગળ રે, રહે જો સન્મુખ સદા
લેશ જેથી ન આવે રે, ત્રિવિધના દુઃખ કદા
મારા હસ્ત થકી હું રે, કરૂં હરિ સેવ સદા
દીન રંક જનોને રે, દુભું નહિ દેવ કદા
મારા ચરણ ચતુર્ભુજ રે, ચાલે સંત સંગે સદા
આથકી અન્ય વાટે રે, ચઢે ન બીજે રંગે કદા
મારી વાણી તે આપનું રે, કરે ગુણ ગાન સદા
પરનિંદા સુણે નહિ રે, પ્રભુ મારા કાન કદા
મારૂં મન જ્ઞાન ગંગામાં રે, કરે પ્રભુ સ્નાન સદા
થઇ મલીન તમારૂં રે, ભુલે નહિ ધ્યાન કદા
ખોટા ખ્યાલને ખેદનો રે, કરી નાખો નાશ સદા
દુઃખ જન્મ મરણનું રે, આવે નહિ પાસ કદા
જાણી નીજનો નિજાનંદ રે, હું માગું તે આપો સદા
શિવ શંકર ચરણોમાં રે, કરી સ્થિર સ્થાપો સદા.



(૧૩૦)

છે એક ભરૂસો મારે રે શ્રીહરિ શરણે રાખો
નહિ આપવિના કોઇ તારેરે શ્રીહરિ શરણે રાખો

મને માયા બહુ વિધ મારેરે શ્રીહરિ શરણે રાખો
ભવસાગરમાં ભય ભારેરે શ્રીહરિ શરણે રાખો
મને કામને ક્રોધ સતાવેરે શ્રીહરિ શરણે રાખો
નથી ભજતા તમને ભાવેરે શ્રીહરિ શરણે રાખો
નથી પાઠ પુજનમાં પ્રીતિરે શ્રીહરિ શરણે રાખો
નવરાખી શકું શુભ રીતીરે શ્રીહરિ શરણે રાખો
વળગ્યો છું વિષય વિકારેરે શ્રીહરિ શરણે રાખો
નવ સમજુ સાર અસારેરે શ્રીહરિ શરણે રાખો
મારા દોષ ન દિલમાં ધરશોરે શ્રીહરિ શરણે રાખો
કીંકરપર કરૂણા કરશોરે શ્રીહરિ શરણે રાખો
મને માધવ માર્ગ બતાવોરે શ્રીહરિ શરણે રાખો
મને શ્યામ ન આમ સતાવોરે શ્રીહરિ શરણે રાખો
મારા તાપ ત્રિવિધના કાપોરે શ્રીહરિ શરણે રાખો
મને ચરણ કમળમાં સ્થાપોરે શ્રીહરિ શરણે રાખો
શિવશંકર દાસ તમારોરે શ્રીહરિ શરણે રાખો
ભવસાગર પાર ઉતારોરે શ્રીહરિ શરણે રાખો



(૧૩૧)

મારા મન મંદીરની માંય પ્રભુ પધારજોરે
પ્રભુ પધારજોરે વ્હાલ વધારજોરે–મારા
માયા મુજને અતિ દુઃખ દે છે મનમારૂં પળ પળ હરી લે છે
એ માયાની મમતામારી મારજોરે–મારા
ભજન ભૂલી ભવમાં ભટકું છું
મીથ્યા અભિમાને અટકું છું
એ ભુલાવો મારો નાથ નિવારજોરે–મારા

કામ ધામમાં બહુ કુટાયો
લોભ લાલચે હું લુંટાયો
શરણ આપને આવ્યો શ્યામ સુધારજો રે—મારા
અંતકાળના બેલી થાજો
ધરણીધર ઝટ વ્હારે ધાજો
પ્રેમ સુધારસ પાજો પાપવિદારજો રે મારા
ભક્તિ ભવાભવની પ્રભુ દે જો
મનમંદીરે સ્થિર થઇ રહેજો
શિવશંકર સુણી લેજો કારજ સારજોરે-મારા



( ૧૩૨ )

અમને અંત સમય અલબેલા લેવા આવજોરે [૨]
ત્રિકમ નામ તમારૂં પ્યારૂં પ્રાણ જતાં પણ થાયન ન્યારૂં [૨]
મનહર મંગળ મુર્તિનાથ. બતાવજોરે—અમને
વિકટ સમય આચવજો વ્હાલા, કહું કોટિ કરી કાલાવાલા [૨]
દેવા દિનદયાળ દયા દર્શાવજોરે—અમને
વસમી અંત સમયની વેળા, વ્હારે ચઢજો વિઠ્ઠલ વ્હેલા [૨]
પ્રાણતપાળનું વ્હેલાં પણ પરણાવજોરે—અમને
મનડું મકુટ જેવું અમારૂં, ત્રિકમ તાન ચુકાવ તમારૂં [૨]
અંતરનું અંધારૂં સદા શમાવજો રે—અમને
દેજો દર્શન દેવ મુરારિ, કરૂણાસાગર, કુંજ વિહારી [૨]
શિવશંકર બલીહારી, બાપ બચાવજો રે—અમને



(૧૩૩)

સુંદીર શામળારે [૨] હમારા મન મંદીરમાં આવો
અંતર બળી રહ્યુંરે [૨] વ્હાલા દર્શનનો દયો લ્હાવો-કરૂણ સુંદીર

અપરાધી છે જન્મોજન્મના દયા હવે કંઇ લાવો
જુઠા જગમાં ભુલા પડયા છે [૨] રસ્તો કંઇક બતાવો–સુંદીર
પીળાં પીતાંબર જરકસી જામો, મુગટ ધારી આવો
એકવાર દુઃખી ભારતને [૨] બંસીનાદ સુણાવો--સુંદીર
રોજ ઉઠી શું કહીએ કાના. એક દીવસતો આવો
દીન દયાળુ દર્શન દેવા [૨] શું હમને તરસાવો--સુંદીર
ત્રીકમ આવો ટેક ટકાવો, ત્રીવીધ તાપ સમાવો
હૈયા હીણા આવ્યા આંગણે [૨] સુના મનને ભાવો–સુંદીર



( ૧૩૪ )

કર દયા દાસ કે કષ્ટ હરો ગિરધારી
કરૂણા નિધિ કરૂણા કરો મેં શરણ તુમ્હારી
સબ સંકટ મેરે દૂર કરો અબ સ્વામી
રીદ્ધી સીદ્ધીસે મુઝે ભરપૂર કરો અબ સ્વામી
અપને અબ મુઝે હુજુર કરો તુમ સ્વામી
ચરણોકી મુઝે તુમ ધુર કરો અબ સ્વામી
યહ કામ તો મેરા જરૂર કરો અબ સ્વામી
ભકતોમેં મુઝે મશહૂર કરો અબ સ્વામી
હો નિર્ભય પૂરણ બ્રહ્મ આપ અવતારી
કરૂણા નિધિ કરૂણા કરો મેં શરણ તુમ્હારી—૧
સબ કસૂર મેરા માફ આપ અબ કીજે
શિર ચરણોમેં અપને મેરે ધર લીજે
યહ ઉમ્ર સદા દિન રાત ઘડીમેં છીજે
કર મહેર પ્રભુ કછુ ભક્તિ આપની દીજે
એક અરજી મેરી ગરીબકી સુન લીજે

દિલ ભક્તિમેં કેવળ તુમારી ભીજે
હરિ હરલો તનુકી પીડ હુવા દુઃખભારી
કરૂણા નિધિ કરૂણા કરો મેં શરણ તુમ્હારી—૨
તુમ જો ચાહિંસો કરો આપ યદુરાઈ
રાયસે ગિરિ કર દેતે ગિરિસે રાઈ
હૈ સત્ય સત્ય સાચી તેરી પ્રભુ તાઈ
તર ગયે વહી જીસને તુમસે લવલાઈ
કહે દેવીસીંહ જીસ તુમ્હારી મહિમા ગાઈ
વહ ભવસાગર કે પાર ઉતર ગયે ભાઈ
કહે બનારસી અબ રાખો લાજ હમારી
કરૂણા નિધિ કરૂણા કરો મેં શરણ તુમ્હારી—૩
સબ સંતોકો આપી જીમને તારા હે
ગ્રહસે યહ ગજકો તુમ્હીને ઉબારા હે
પ્રહલાદકી ખાતિર નરસિંહ તનુ ધારા હે
નખસે નાભીકો ચીર અસુર મારા હૈ
મુઝકો વો નામ શ્રીનારાયણ પ્યારા હૈ
પ્રભુ તેરે બિન અબ કોઈ ન હમારા હૈ
કયોં મેરે વાસ્તે કરી દેર વનમારી
કરૂણા નિધિ કરૂણા કરો મેં શરણ તુમ્હારી—૪
પાંચે પાંડોકા સાથ કીયા હૈ તુમને
બ્રજ મેં સખીયનસે રંગ કીયા હૈ તુમને
કાલિકો નાથ કે તંગ કીયા હૈ તુમને
કંસાસે જાય ફીરજંગ કીયા હૈ તુમને
હરએક રાક્ષસકો તંગ કીયા હૈ તુમને
સબ અસુરોકો ચોરંગ કીયા હૈ તુમને
અબ મેરે પાંચ ભૂતો કો માર મુરારી
કરૂણા નિધિ કરૂણા કરો મેં શરણ તુમ્હારી—૫.

(૧૩૫)

મુને ઘડી નથી વિસરતાં રામ હરિવર સંકટ હર્તા—ટેક
વહાલાજી મારા કરપર ગોવર્ધન ધાર્યો [૨]
વહાલે વૃજનો દેશ ઉગાર્યો રામ—હરિવર
વહાલાજી મારા કાળી નાગે તે ફંદ કીધો [૨]
લટકાળે નાથી દીધો રામ—હરિવર
વહાલાજી મારા કંસ હતો બહુ અહંકારી [૨]
મોહનજીએ નાખ્યો મારી રામ—હરિવર
વહાલાજી મારા મુષ્ટિક તાંદુળ સુદામાના લીધા [૨]
એના મહેલ કનકના કીધા રામ—હરિવર
વહાલાજી મારા કુબ્જાનું ચંદન લીધું [૨]
એને રૂપ અનુપમ દીધું રામ—હરિવર
વહાલાજી મારા પાંચાળી સભામાં પોકારે [૨]
ચીર પૂર્યા પુર્ણ મુરારે રામ—હરિવર
વહાલાજી મારા ભવરે સાગરના છો ત્રાતા
પીંગળાના પ્રાણજ પ્યારા રામ—હરિવર



(૧૩૬)

પ્રભુ એવા સમયમાં વહેલા આવજો
જ્યારે સમય અંતકાળનો આવે
જીવ ઘણો ગભરાય—પ્રભુ
પ્રભુ મોરનો મુગટ માથે ધારજો
મદન મોહન મુરતિ દેખી
અંતરે આનંદ થાય—પ્રભુ
પ્રભુ પીળાં પીતાંબર પહેરજો
સ્યામ સ્વરૂપ છો શામળિયાજી
દુ:ખ મ્હારાં દુર થાય—પ્રભુ

પ્રભુ ભક્ત વત્સલ ભોળાનાથના
નંદ તણા લાલા મોરલીવાળા
પ્રેમે કરી લાગું પાય—પ્રભુ



( ૧૩૭ )

અમ બાળકોને જોઈએ, કેવળ કરૂણા આપની
અમ બાલુડાંને જોઈએ, કેવળ કરૂણા આપની—અમ
મંત્રો તણી માલુમ નથી, તંત્રો તણી માલુમ નથી
એવા અમોને જોઈએ, કેવળ કરૂણા આપની—અમ
અણુ બોલ બાળકને યથા, જોઈએ કરૂણા માતની
એવી અમોને જોઈએ, કેવળ કરૂણા આપની—અમ
કંઈ ભક્તિની માલુમ નથી, કે શક્તિ હાડામાં નથી
ભવરાનમાં ભુલેલને, જોઈએ કરૂણા આપની—અમ
કુમુદો તકાસે ચંદ્રને, કમળો તકાસે સૂર્યને
એવીજ ભોળાનાથને, જોઈએ કરૂણા આપની—અમ



( ૧૩૮ )

કરૂણા તણા સાગર તમે, મ્હારા ઉપર કરૂણા કરો
પાવન હૃદયના નાથજી, મ્હારૂ જીવન પાવન કરો—કરૂણા
સંકલ્પ મ્હારા મન તણા ઘડી એક સ્થીર થાતા નથી
આકુળ અને વ્યાકુળ કરે, મ્હારૂ જીવન પાવન કરો—કરૂણા
રૂપ રંગ ખુબ સતાવતાં, ભવમાં અતીવ ભમાવતાં
હરિ ભજન ઉર નથી આવતાં, મ્હારૂં જીવન પાવન કરો-કરૂણા
છો શાન્તિના સાગર તમે, મનની પુરો છો કામના
તલ્લીન પાપ વીષે અમે, મ્હારૂં જીવન પાવન કરો-કરૂણા
ભગવાન ભોળાનાથના, અપરાધ માફ કર્યા કરો
મોઘા હૃદયનાં મંદીરે, મ્હારૂં જીવન પાવન કરો—કરૂણા

( ૧૩૯ )

કુંજ વિહારી કૃષ્ણુવિના, સુખ કોણુ કરે કોણુ કરે
અવધ વિહારી રામવિના, દુઃખ કોણુ હરે કોણુ હરે [૧]
કષ્ટ વિમોચન કૃષ્ણુવિના, સુખ કોણુ કરે કોણુ કરે
રાજીવ લોચન રામવિના, દુઃખ કોણુ હરે કોણુ હરે [૨]
સુખ સાગર શ્રીકૃષ્ણુવિના, સુખ કોણુ કરે કોણુ કરે
જાનકી વલ્લભરામ વિના, દુઃખ કોણુ હરે કોણુ હરે [૩]
દેવકી નંદન કૃષ્ણુવિના, સુખ કોણુ કરે કોણુ કરે
દસરથ નંદન રામવિના, દુઃખ કોણુ હરે કોણુ હરે [૪]
ગુણુ સાગર શ્રીકૃષ્ણુવિના, સુખ કોણુ કરે કોણુ કરે
ભોળાનાથ કહે શ્રીરામ વિના, દુઃખ કોણુ હરે કોણુ હરે [૫]



( ૧૪૦ )

સીતારામ અમારો ઉધ્ધાર કરો, રાધેશ્યામ અમોને ભવપાર કરો
કોટ્યાન કોટિક તારલા આકાસમાં ઉગેભલે,
વ્યાપી રહેલી રાતડી સૂરજવિના કદિનવટળે
એનો અંતર માંહીવિચાર કરો—સીતારામ
ચિંતામણિ પામ્યા પછી બીજારતનનું કામસું,
મીઠાં અમીપીધા પછી બીજી દવાનું કામસું,
મ્હારી લક્ષ ચોરાશીને માફ કરો—સીતારામ
મુજ નાવડી સંસારના સાગર વિષે અટકી રહી
ઉત્તર અગર દક્ષિણુતણી વ્હાલા મ્હને માલુમ નહી
પોતે આવી તમે પ્રભુ પાર કરો—સીતારામ
શવરીતણુા બોરા જમ્યા ગતિ આપકેરી આપી છે,
લાખો હજારો ભક્તકેરી વેદનાઓ કાપી છે,

મ્હારી વિનતી હે શ્યામ સ્વીકાર કરો-સીતારામ
ભગવાન ભોળાનાથના હું આપને શરણે પડયો
નથી ભકિત કેરો માર્ગતા મુજને બરાબર આવડયો
મ્હારી સુરતા તમોમાં એકતાર કરો—સીતારામ



( ૧૪૧ )

મને પ્રાપ્ત છે પુષ્પ સંયુકત બાગો ખીલ્યા છે સુગંધી ભરેલા ગુલાબો
છતાં અંતમાં એજ ન્યારૂં થનારૂં, તમારા વિના કોણ મ્હારૂં થનારૂં
વળી જાળીવાળી મળીછે હવેલી, તથા દ્વારની આગલે રંગવેલી
નથી રાજી થાતું છતાં ચિત્ત મારૂં, તમારાવિના કોણ મ્હારૂં થનારૂં
સુપુત્રી કદાપિપ્રભો હોય પ્યારા, તથા ઘોડલાશીઘ્ર વેગે જનારા
ખરીદીલથી પ્રાર્થના જો ગુજારૂં, તમારા વિના કોણ મારૂં થનારૂં
અહીંની બધી વસ્તુઓ અત્ર રહેસે, ચિતામાંહી કાયાજલાવીજ દેશે
છતાં મેં કહ્યું સર્વ મ્હારૂંજ મારૂં, તમારાવિના કોણ મ્હારૂં થનારૂં
પ્રભુ અંતનો આપ સાચો વિસામો, ભજ્યા મેં નહીકાળકાઢયો નકામો
હવે આપની મૂર્તિનું ધ્યાન ધારૂં, તમારાવિના કોણ મ્હારૂં થનારૂં
પંડીત ભોળાનાથ શર્મા



( ૧૪૨ )

નંદાજીના લાલારે અવસરીયે વ્હેલા આવજો [૨]
અવસરીયે વ્હેલા આવજો અવસરીયે વ્હેલા આવજો-નંદાજી
પંચાળી માટે પ્રભુ પ્રેમે પધાર્યા પ્રેમે પધાર્યા
છબીલા છોગાળારે અવસરીયે વ્હેલા આવજો—નંદાજી
નરસી મ્હેતાને વ્હાલા હાર તમે આપ્યો હાર તમે આપ્યો
મોહન મોરલીવાળા રે અવસરીયે વ્હેલા આવજો—નંદાજી

ભક્ત વત્સલ ભગવાન ભોળાનાથના, ભગવાન ભોળાનાથના
રંગીલા રૂપાળારે અવસરીયે વ્હેલા આવજો—નંદાજી



( ૧૪૩ )

તમે જીવ સકળના જાણ, તમને શું કહીએ
કેશવ કરવા કલ્યાણ, કર મારો ગ્રહીએ
તારક નામ ધર્યું છે તેનું, નાથ બતાવો નુર રે
ખેંચી લ્યો ખેંચે છે મુજને, ભવ જલ સાગરપુર-તમને
તરંગ તૃષ્ણાના તાણે છે, તેથી ન ટકે પાગરે
મુજ આતુરનો તરવાનો, જડે ન એકે લાગ-તમને
સુત જાયા તન ધન ગૃહ તેના, બંધનમાં બંધાણોરે
હાથ પગ શું શકું હલાવી, વેગે જાઉં તણાણો-તમને
તારી લ્યો વીનવું છું તમને, મનુષ્ય દેહ આ સરજીરે
તક આપી છે તરવા કેરી, હાથ ધરો જો હરજી-તમને
તટસ્થ રહીને તમે તનુજને, દુઃખી જોશો શું દહાડીરે
તારક નામ નીભાવા મુજને, કૃપા કરી લ્યો કાઢી-તમને
તવ નામે પાષાણ તર્યા તો, કિંકર ન તરે કેમ રે
કૃષ્ણરામ પર કૃપા કરેથી, ઉકલશે સૌ એમ-તમને



( ૧૪૪ )

તમે ગોવિંદ ગરીબ નિવાજ કરણી મુજ ના જોસો
લક્ષ્મીવર રાખજો લાજ, કરણી મુજ ના જોસો
લક્ષ ચોરાસીના લેખામાં, ભટકયો છું બહુ વારરે
અતિ ઘણી ભોગવી આપદા, હરિ પામ્યો છું હાર—કરણી

ધામ ધરાનેહામ દારાના બંધાયાં બહુ બંધરે
છબીલાજી છોડો મારેતા, તમ સાથેજ સબંધ—કરણી
ચરણ શરણ જે આવ્યા તેને, ચિંતા નરહે જરાયરે
વેદ વદે એમશાસ્ત્ર વદે, એ નિશ્ચે નિર્ભય થાય—કરણી
વ્યાસ વચન મેં સાંભળ્યા. આપ છો અનાથ કેરાનાથરે
શરણે આવ્યો છું હરજી હવે, ઝાલો મારોહાથ—કરણી
દોષ દલન કરો દાસ તણા સૌ, દઈ કૃપા બક્ષીસરે
કરૂણા સાગર કાઢી લ્યો, મોહજાળ થકી જગદીસ-કરણી
વિમલ કરો વાસના વધે જેમ, આપ વિષે વિશ્વાસરે
આશ્રીત જાણી ઉગારી લ્યોને દાસતણો દીનદાસ-કરણી
અન્ય ઉપાધી ન ઉઠે કંઈ એમ, સાચવજો દઈ હામરે
એકજ ધાર્યો આશ્રયમેં, કરજોડી કહે કૃષ્ણરામ-કરણી



(૧૪૫)

અંજનીના જાયા મહાવીર હનુમંતા
તમને નમી લાગું પાય જ્ઞાન ગુણવંતા
બળવંતા બળવંતા બળવંતા છો તમે દેવા
રૂડા રામની આપો ચરણ કમળની સેવા

સાખી

પવન તનય સંકટ હરણ મંગળ મુરતી રૂપ
રામ લછન સીયા સહિત હૃદય બસો સૂર ભુપ સીયાવર



(૧૪૬)

હરિ વેગે વહેલા પધારજો રાખજો પ્રીતની રીતરે
હરિ ગુરૂ સંતના સંગમાં વાટડી જોઈ શું નીત્યરે-ટેક

ચરમી વેળાના મારા વ્હાલાજી લળીલળી લાગું છું પાયરે
શરણું ઇચ્છું સુખ પામવા આપ નિરંજન રાયરે-હરિ
લખરે ચોરાશી ભમીભમી, આવ્યો છું સતની ઓથેરે
કથારે કીરતન કેમ વિસરે લાગી છે શબ્દની ચોંટરે-હરિ
ધોળી ધજાના છો રાયજી, હરિજનને દર્શન દેજોરે
ભવો ભવની ભક્તિના ભોગીયા
વ્હાલા મારા હ્રુદય કમળમાં રહેજોરે-હરિ



(૧૪૭)

ભગવન પડાહું શરણે હે નાથ અબ દયા કર [૨]
ગભરાયા પાપસે અબ વિષયોમેં મેં ફસાકર—ભગવન
હે દીનબંધુ શુધ્ધલો મૈ આયા દ્વારતેરે [૨]
દુ:ખ દુર કર મુરારે અપરાધ સબ ક્ષમાકર—ભગવન
ગીતા કે વાકય પ્રભુજી કર યાદ લો ખબરીયા [૨]
વિષયો કે બંધ તોડો બંસીકો અબ બજાકર ભગવન
શુધ્ધલેને અજામિલકી આયેથે નામ સુનકર [૨]
તો અબ મુઝે બચાલો પ્રભુ બિરદકો બતાકર—ભગવન
કરજોડી દાસ ભગવન બિનતી સૂનો કૃપાલુ [૨]
શીઘ્ર આવો પ્રાણ પ્યારે મુજ દાસપર દયા કર-ભગવન



(૧૪૮)

નરહરિ સદા નાથ સત્ય છો
બહુ બલિષ્ટ ને શુધ્ધ નિત્ય છો

નવ કદાપીએ નાથ વિસરૂં
નમી નમી નમસ્કાર હું કરૂં
અચળ એક છો શ્રી પ્રભુસદા
અનુગ્રહે કરી ટાળો આપદા
તમ પ્રતાપને નિત્ય હું સ્મરૂં
નમી નમી નમસ્કાર હું કરૂં
કરૂણુ સાગરા વિશ્વનાથરે
પતિત બાળનો ઝાલો હાથરે
તમ તણો ખરો આશરો ધરૂં
નમી નમી નમસ્કાર હું કરૂં
પ્રભુ તમારી છે સાહ્યતા મને
પરમ ભાવથી વંદુ હું તને
વિનય ભાવથી વિનતી કરૂં
નમી નમી નમસ્કાર હું કરૂં
જગપતિ સદા આપો સન્મતિ
દિનજનો તણી એજ વિનતી
કરો કૃપા દયા નાથતો તરૂં
નમી નમી નમસ્કાર હું કરૂં



( ૧૪૯ )

પ્રભુ અંતર્યામી, જીવન જીવના દીન શરણા
પિતા માતા બંધુ, અનુપમ સખા હિતકરણા
પ્રભા કીર્તિ કાંતિ, ધન વિભવ સર્વસ્વ જનના
નમું છું વંદું છું, વિમળ મુખ સ્વામી જગતના
સહુ અદ્દભુતોમાં, તુજ સ્વરૂપ અદ્દભુત નીરખું
મહા જ્યોતિ જેવું, નયન શશીને સૂર્ય સરખું

દિશાની ગુફાઓ, પૃથ્વી ઉંડું આકાશ ભરતો
પ્રભુ તે સૌથીએ, પર પરમ તું દુર ઉડતો
પ્રભુ તું આદિ છે, સુચિ પુરૂષ પુરાણ તુજ છે
તું સૃષ્ટિ ધારે છે, સૃજન પ્રલયે નાથ તુંજ છે
અમારા ધર્મોના, અહનિંસ ગોપાલ તુંજ છે
અપાપી પાપીનું, શિવ સદન કલ્યાણ તુંજ છે
પિતા છે એકાકી, જડ સકળને ચેતન તણો
ગુરૂ છે મોટો છે, જન કુલ તણો પૂજ્ય તું ઘણો
ત્રણે લોકે દેવા, નથી તુજ સમો અન્ય ન થશે
વિભુરાયા તું થી, અધિક પછી તો કોણજ હશે
વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિષે વાસ વસતા
તું આઘેમાં આઘે, પણ સમીપમાં નીત્ય હસતો
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો
નમું કોટીવારે વળી પ્રભુ નમસ્કાર હજો
અસત્યો માંહીંથી, પ્રભુ પરમ સત્યે તું લઈજા
ઉંડા અંધારેથી, પ્રભુ પરમ તેજે તું લઈજા
મહા મૃત્યુમાંથી, અમૃત સમીપે નાથ લઈજા
તું હિણો હું છું તો, તુજ દરશના દાન દઈજા
પિતા પેલો આઘે, જગત વીંટતો સાગર રહે
અને વેગે પાણી, સકળ નદીનાં તે ગમ વહે
વહો એવી નીત્યે, મુજ જીવનની સર્વ ઝરણી
દયાના પુણ્યોના, તુજ પ્રભુ મહાસાગર ભણી
થતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઉચરૂં
વૃત્તિ ઇંદ્રિયોની, મુજમન વિષે ભાવજ સ્મરૂં
સ્વભાવે બુદ્ધિથી, શુભ અશુભ જે કાંઇક કરૂં
ક્ષમા દૃષ્ટે જોજે, તુજ ચરણમાં નાથજી ધરૂં.

( ૧૫૦ )

હે વિશ્વબંધ જગદીશ્વર દીનનાથ
શકિત તમારી સઘળી સબલી અગાધ
વ્યાપી રહી જગતના જીવ તારવાને
ભક્તોનું જ્ઞાન બહુમાન વધારવાને
એવામહાન ભગવાન મહેશ્વરાને
વિજ્ઞાનવાન ભગવાન ભવેશ્વરાને
પાયે પડી નમી નમી સ્તુતી હું કરૂં છું
પ્રીત્યર્થ પૂર્ણ પરિપ્રક્ષ પદે નમું છું
સંભાળ લીધી અતિ તેં કરૂણા કૃપાથી
પૃથ્વીવિષે વસી રહું પ્રભુની દયાથી
દોષો અનેક વળી દુષ્કૃતીઓ કરૂં છું
તારો તમે પ્રભુ મને ચરણે નમું છું
વિશ્વેશ સંકટ સહસ્ત્ર અનંત કાપ્યા
સંહારી સર્વ ભયને સુખ નીત્ય આપ્યા
મિથ્યા પ્રપંચ મહમોહવિષે પડું છું
તારો તમે પ્રભુ મને ચરણે નમું છું
જોના કરો પ્રભુ કૃપા ક્ષણમાત્ર એક
કાર્યો ન થાય મુજથી તૃણમાત્ર છેક
આઓ સહાય શરણાગત થઇ રહું છું
તારો તમે પ્રભુ તને ચરણે નમું છું
આ સંર્વ કાલવળી સર્વ થતેજ કાલે
ધારૂં સદા સ્મરણ તારૂં સમસ્ત કાળે
તારો અનુગ્રહ દયા કદીના ભુલું છું
તારો તમે પ્રભુ મને ચરણે નમું છું
હે પુજ્ય પાદ પરમેશ્વર હીતકારી
ધારો ચિત્તે ધરી દયા વીનની અમારી

રાખો મને હૃદયમાં ભ્રમણે ચઢું છું
તારો તમે પ્રભુ મને ચરણે નમું છું
પાપો કીધાં પ્રભુ અમે અગણ્યા અપાર
લોભી થઈ ન કીધું કર્મ રૂડું લગાર
સર્વે વિદિત તુજને ભવમાં ભમું છું
તારો તમે પ્રભુ મને ચરણે નમું છું
સ્વામી સમર્થ જીવ સર્વ ઉગારવાને
તો શો પ્રયાસ નીજ દાસજ તારવાને
માટે મહેશ પરમેશ પદે પડું છું
તારો તમે પ્રભુ મને ચરણે નમું છું



( ૧૫૧ )

છો અજર અમર અવિકારા, પ્રભુ પ્રાણીના પ્રતિપાળા—ટેક.
નિરાકાર નિરંજન સ્વામી, તુજ ચરણે રહું શિર નામી
છે પાડ અગાધ તમારા, પ્રભુ પ્રાણીના આધારા
મને આજ સુધી સુખ આપ્યું વળી દેવ તમે દુઃખ કાપ્યું
જેથી રોજ સમરૂ ઉપકારા, પ્રભુ પ્રાણીના આધારા
તમે શુદ્ધ સતાગુણ ધાતા છો પુરણ બ્રહ્મ સાક્ષાતા
ગુણ સંપન્ન છો અવિકારા પ્રભુ પ્રાણીના આધારા
એહો દેવ અદ્વિતીય અજાતા તમે વિશ્વ તણા છો ત્રાતા
છો પુરણ પુજય અમારા, પ્રભુ પ્રાણીના આધારા
નથી અન્ય આધાર અમારો એવા ગાઢ મને છે વિચારો
તમે સર્વ તણા સુખકારા પ્રભુ પ્રાણીના આધારા
પરબ્રહ્મ સદાસુખ શાતા તુજ શુભ ગુણ મુનિજન ગાતા
તોય પાર ન પામ્યા અપારા પ્રભુ પ્રાણીના આધારા

પ્રભુ અલ્પ પ્રાણી છું બિચારો મારી દીન વાણી આ સ્વીકારો
વ્યાપો શાંતિ જગમાં જગધારા પ્રભુ પ્રાણીના આધારા



( ૧૫૨ )

જય જગપાળ દયાળ હરિ તું
અમને સુમતિ દે કરૂણા કરી તું
જેથી અમે તારૂં ચિંતન રોજે
કરીએ ઉલટથી મગન રહી મોજે  જય
સૂરજ ચંદ્ર ગગનના તારા
અદ્ભુત એ છે ચમત્કાર તારા—જય
ભોગવીએ સુખ અહીં તુજ નામે
ઠરીએ નીરાંત પછી સ્વર્ગ ઠામે–જય



( ૧૫૩ )

જયદેવ, જયદેવ,
જય જય જગકર્તા પ્રભુ, જય જય જગકર્તા
ભગવંત તું ભવભર્તા. [૨] હરકત સંહર્તા–જય૦
પૂરણ પરમ પરાક્રમી, પ્રભુ વિભુ પરમાત્મા—પ્રભુ વિભુ
સકળ કળાધર શ્રીમંત [૨] ધીમત પરમાત્મા–જય૦

તું સચરાચર સ્વામી, બળવંત બહુ નામી-પ્રભુ બળ
વિમળ મંડળ વિશ્રામી, [૨] ધન્ય અચળ ધામી—જય૦
તત્વ સકળ ગુણતારા સર્વ થકી સારા-પ્રભુ સર્વ
અંતરયામી હમારા [૨] પ્રાણ થકી પ્યારા—જય૦
કરૂણા કર ઉપકારી ધર્મ બીરદધારી—પ્રભુ ધર્મ
તેં ભવપાર ઉતારી [૨] અગણિત નરનારી—જય૦
તુજ મહિમા બહુ મોટો શુભ તારી શક્તિ—પ્રભુ શુભ
સુર નર મુનીવર માગે [૨] ભલી તારી ભક્તિ—જય૦
હે હરિ હરકત હરજો, કરૂણા ઘણી કરજો-પ્રભુ કરૂણા
અભય કરણ આદરજો [૨] ઉર અરજી ધરજો—જયદેવ



(૧૫૪)

જય જય જગતકર્તાર, ભવભર્તાર તું ભગવંત છે,
અત્યંત તું શ્રીમંતને, ઐશ્વર્યવંત અનંત છે,
તું તારનાર ઉગારનાર, નિવારનાર અનિષ્ટનો
તું સ્થાપનાર ઉથાપનાર, તું આપનાર અભિષ્ટનો
તું સકળ સ્વામી અમલનામી, ધામી અવિચળ ધામનો
શશિ સુર્ય શૈલ સમુદ્ર સૌ સરજનાર તુંજ તમામનો
પ્રભુ તુજ ચરિત્ર વિચીત્ર ચિત્રજ ચિત્ર જગત પવિત્ર છે
ધુની વાયુ વારિ પ્રવાહની. દશ દિશ તુજ વાજીંત્ર છે
તું તૃણ તણો પર્વત કરે, પર્વત તણો તૃણ તું કરે
સ્મરતાંજ સદ્ય સહાય થઇ, તું હદ વિના હરકત હરે
તુજ અકળ માયા સકળ સ્થળ પ્રભુ પ્રબળ બળ છે તુજ તણું
ઘટઘટ તણી ઘણી સુઘડ ઘટના, ઘટિત કાર્ય કર્યું ઘણું
ભયભીતનો ભય ભાંગીને ભવ સુખ ભરે ભગવાન તું
ગુણ ગાન સુણીને કાનથી દે છે અમરપદ દાન તું

પ્રભુ ગરીબના પોકાર તું સુણનાર સત્ય સમર્થ છે
બકવાદ તુજ જશ બાદ, વાદ વિવાદ સઘળાં વ્યર્થ છે
તું એક પ્રભુ હરેક જનનો, નામ ભિન્ન અનેક છે,
તું સર્વની અરજી સુણે એ, નિયમ તારો એક છે.



( ૧૫૫ )

તમે પુર્ણ પ્રભુ છો અમારા કીધાં અદ્‌ભુત કાર્યો સારાં—ટેક
પ્રભુ ધ્યાન ધરૂં તુજ ચરણે મને રાખો સ્વામી શરણે
તમે વિશ્વ તણા રચનારા કીધાં અદ્‌ભુત કાર્યો સારાં
કીધાં અખીલ ભુવન સંસારા વળી સુર્ય શશીને તારા
અતિ તેજ તણાં અંગારા કીધાં અદ્‌ભુત કાર્યો સારા
ગતિ ગહન પ્રભુજી તમારી તેમાં મતિ નપોંચે અમારી
તમે શાંતિ અને સુખકારા કીધાં અદ્‌ભુત કાર્યો સારા
પ્રભુ દાસ જાણી દુઃખ કાપો શુદ્ધ ભક્તિ તમારી આપો
દયો સુમતિ સ્વામી અમારા કીધાં અદ્‌ભુત કાર્યો સારાં
તારે આધિન છે જગ તંત્ર તમે એકજ છો સ્વતંત્ર
છે પ્રૌઢ પ્રતાપ તમારા કીધા અદ્‌ભુત કાર્યો સારા
પ્રભુ પાપ કીધાં મેં અમાપો પ્રભુ કષ્ટ કૃપાથી કાપો
ધન્ય ધન્ય છો જગ કરનારા કીધાં અદ્‌ભુત કાર્યો સારા
પ્રભુ અગણિત છે ઉપકારો માનું સત્ય આધાર તમારો
તમે પ્રાણીના હિતકારા કીધાં અદ્‌ભુત કાર્યો સારા



( ૧૫૬ )

દયાળુ જગ સર્જનહાર રે દીનનાં દુઃખ હરનાર રે—દયાળુ
તું કારક પ્રતિપાલક તારક નિર્મળ નિત્ય ઉદાર

ક્ષમા કૃપારૂપ નેત્રે નિહાળીને હીણ અધર્મી ઉધ્ધાર રે—દયાળુ
ક્ષુદ્ર વિષયનાં ક્ષણિક સુખ સારૂં કીધા છળ કપટો નિરધાર
સ્વાર્થે સંતાપ્યા સાધુ સુશીલજન તે અપરાધ નિવાર રે—
કુટિલ કુછંદીને સુમાર્ગ સુઝાડી ભવસાગરથી પાર ઉતાર રે દયાળુ



( ૧૫૭ )

નાથ વિના સંકટ કોણ નિવારે [૨]
સંકટ કોણ નિવારે નાથ વિના સંકટ કોણ નીવારે—ટેક
ધર્મ કર્મ અમે નથી કીધાં આવ્યા શરણે તમારે
દીનાનાથ વિના પ્રભુ અમને દુઃખથી કોણ ઉગારે—નાથ
દયા ક્ષમાના ગુણ પ્રભુ ધારે, એ વિશ્વાસ અમારે
મંગળમય પ્રભુ પરમકૃપાથી પાપ સકળ સંહારે—નાથ
દુષ્ટ વાસના દુર કરીને જ્ઞાન વિવેક વધારે
વિશ્વધાતા વિશ્વેશ્વર અમને ભવથી પાર ઉતારે—નાથ



( ૧૫૮ )

નમસ્તે નમસ્તે નમસ્તે પ્રભુજી
નમસ્તે નમસ્તે નમસ્તે વિભુજી
નમસ્તે નમસ્તે સદા કષ્ટ હારી
નમસ્તે નમસ્તે પ્રભુ નિર્વિકારી
નમસ્તે નમસ્તે પ્રભુ દીન બંધુ
નમસ્તે નમસ્તે મહા જ્ઞાન સિંધુ

નમસ્તે નમસ્તે પ્રભુ દીન દાતા
નમસ્તે નમસ્તે ચિદાનંદ ધાતા
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વ કર્તા
નમસ્તે નમસ્તે સદા સૃષ્ટિ ભર્તા
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વ પાળા
નમસ્તે નમસ્તે દયાળા કૃપાળા
નમસ્તે નમસ્તે કૃપાનાથ ત્રાતા
નમસ્તે નમસ્તે વિભુ હે અજાતા
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વ ભુપા
નમસ્તે નમસ્તે સદા શાંત રૂપા



( ૧૫૯ )

અહો વિશ્વપતિ પરમાત્મન, જગદીશ્વર હે જગદાત્મન;
સુણો નમ્ર વિનંતી અમારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી
કૃપાવારી વહે છે નિરંતર, તેમાં લેશ ન આવે અંતર
જપે ભકત સકળ ગુણધારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી
નિત્ય માનું બહુ ઉપકારો, અપરાધ ક્ષમા કરો મારો
તમે આનંદ ધન સુખકારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી
સ્તુતિ પ્રાર્થના નિત્ય ગાઇએ, તવ ચરણ સમીપ ધાઇએ
હે અમૃતના અધિકારી. પ્રભુ ચાહું કૃપા હું તમારી
આશીર્વાદ અમોને આપો, જેથી થાય નિકંદન પાપો
કરો નિર્મળ વૃત્તિ અમારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી



( ૧૬૦ )

કૃપાવિના પ્રભુજી કેમ કાર્ય સરેરે [૨]
કેમ કાર્ય સરેરે, કેમ કાર્ય સરેરે—કૃપા

અવલંબન આધાર, તમારો [૨]
તમ વીના હમારા કષ્ટ કોણ હરેરે-કષ્ટ—કૃપા
જગત તણું રક્ષણ કરવાને [૨]
પ્રભુ પ્રતિજ્ઞા તમારી, કદી નવ ફરેરે-કદી—કૃપા
શરણ તમારૂં ગ્રહણ કીધું છે [૨]
ભવસિંધુ થકી, તે તો સત્ય તરેરે-તેતો—કૃપા



( ૧૬૧ )

અપરાધ ક્ષમા કરો મારો, પ્રભુ અપરાધ ક્ષમા કરો મારો,
નિંદીત કર્મો જે મેં કીધાં [૨] તે પ્રભુ સર્વ નીવારો—પ્ર૦
શરણે રહી પ્રભુ ચરણવંદુ [૨] ભવજળ પાર ઉતારો—પ્ર૦
દાસ તણું રક્ષણ કરવાનો [૨] છે પ્રભુ ધર્મ તમારો—પ્ર૦
કર જોડીને વીનતી કરૂં છું [૨] સંકટ સરવે નિવારો—પ્ર૦



( ૧૬૨ )

અહો દેવ હું તો સદા દાસ તારો. પ્રભુ તું મને પ્રાણથી પૂર્ણ પ્યારો
મને આપ અત્યંત આનંદ આપો, કૃપાનાથ, મારૂં મહા કષ્ટકાપો
પૂરો હું બુરો પ્રાણી છું છેક પાપી, તમે તો દયાવંત દીસો તદાપી
છુટે પાપ જો આપની છાંપ છાપો, કૃપાનાથ મારૂં મહાકષ્ટ કાપો
સગામાં સગા તો પ્રભુ તુંજ સાચો, કહું શીકથા હું વૃથા વાદ કાચો
થશે સર્વ સારૂં શિરે હાથ થાપો, કૃપાનાથ મારૂં મહાકષ્ટ કાપો
મને આ સમે કોણ આરામ આપે, કહો કોણ આ પાપસન્તાપ કાપે
બન્યો બાળ તારો તું મુજ શ્રેષ્ટ બાપો, કૃપાનાથ મારૂં મહા કષ્ટ કાપો
મને આજ આ આપદાથી ઉગારો, તમે શોક સિંધુ થકી સદ્ય તારો

પ્રભુજી કરો આ પ્રલે સર્વ પાપો, કૃપાનાથ મારૂં મહાકષ્ટ કાપો
તમે સર્વથા સર્વદા શુધ્ધ લીધી, કૃપાળુપણે સંકટે સાયકીધી
વિના આપ આ કોણ જાણે વિલાપો, કૃપાનાથ મારૂં મહાકષ્ટ કાપો
ધરૂં અંતરે આપની એક આશા, ભણું આપ આગે દુઃખેદીનભાષા
થવા માફ મારાં તમે પાપ માપો, કૃપાનાથ મારૂં મહાકષ્ટ કાપો
વડો વેગ લાવી ચઢો મારી વારે, જશે શોક નાશી થશે દષ્ટી જ્યારે
કશા ક્લેશથી કેમ રેશે કળાપો, કૃપાનાથ મારૂં મહાકષ્ટ કાપો



( ૧૬૩ )

પ્રભુ સર્વ શકિત માન, કરૂણા કૃપાનીધાન
ધરીએ તમારૂં ધ્યાન, સન્નિધ પધારો
ભગવંત તું સમાન નથી કોઈ બળવાન
સંકટ સેવક તણાં, સઘળાં નિવારો—પ્રભુ સર્વ
અનુગ્રહ ઉપકાર, કરો તમે વારંવાર
ચિતથી તમારા પ્રભુ, કદી ન વિસારો
કીધા બહુ અપરાધ, ક્ષમા કરો વીશ્વનાથ
વીભુ માત તાત તમે, કરૂણા વિસ્તારો—પ્રભુ સર્વ



(૧૬૪)

અભિવંદન બ્રહ્મ પદે હું કરૂં [૨]
પ્રભુ શરણ રહી, શુભ ધ્યાન ધરૂં—અભિવંદન
પરમાત્મા પરમેશ તમારૂં [૨]
મંગળ નામ સદા હું સ્મરૂં—પ્રભુ મંગળ—અભિવંદન

હૃદય વિષે વિશ્વેશ તમારી [૨]
પ્રેમળ ભક્તિ હું પૂર્ણ ભરૂં—પ્રભુ પ્રેમળ-અભિવંદન
દુસ્તર ભવ સિંધુથી પ્રભુની [૨]
પરમ કૃપાથી હું સત્ય તરૂ—પ્રભુ પરમ-અભિવન્દન



( ૧૬૫ )

અન્ય નહિ પ્રભુ ગાતા
તુજ વિના અન્ય નહિ પ્રભુ ત્રાતા ( ટેક ) [૨]
વિનય થકી હું વિનતી કરૂં છું [૨]
વિશ્વ તણા વિભુ ધાતા એહાં વિશ્વ તણા—તુજ
સર્વ ઋષિ મુની શુક સનકાદીક [૨]
તુજ મહીમા ગુણ ગાતા એહાં તુજ મહીમા—તુજ
દીન દયાળ તુજ કરૂણા વિના [૨]
કોણ કરે સુખ શાતા એહાં કોણ કરે—તુજ
આશ્રય એક તમારો ધારૂં [૨]
સુખદુઃખના પ્રભુ શાતા એહાં સુખદુઃખના—તુજ



( ૧૬૬ )

પરબ્રહ્મ અનંત અપારા કેમ વર્ણવું હું ગુણ તારા [ટેક]
પ્રભુ શીશ ધરૂં તુજ ચરણે મને રાખો સ્વામી શરણે
છો આતમના આધારા કેમ વર્ણવું હું ગુણતારા
પ્રભુ પ્રાણીના દુઃખ કાપો સદ બુદ્ધિ સૌને આપો
વાહ સૃષ્ટિના કરનારા કેમ વર્ણવું હું ગુણ તારા

સહુ પ્રાણીના છો ત્રાતા અને તાત માતને ભ્રાતા
દીન દાસ છીએ સૌ તમારા કેમ વર્ણવું હું ગુણ તારા
તમે સ્થાવર જંગમ ધાતા છો શકિત તણા પ્રદાતા
છે પાડ અપાર તમારા કેમ વર્ણવું હું ગુણ તારા
તમે નિર્વિકાર નિરંજન કરો ભકત તણા દુઃખ ભંજન
છો સૃષ્ટ વસ્તુથી ન્યારા કેમ વર્ણવું હું ગુણ તારા
નથી વર્ણન શકિત મુજને નથી વર્ણવી શકતો તુજને
છો પુરણ બ્રહ્મ અપારા કેમ વર્ણવું હું ગુણ તારા
હું છું દીન સેવક તમારો કરો કરૂણાથી નિસ્તારો
છો પ્રાણી પાલન હારા કેમ વર્ણવું હું ગુણ તારા
તુજ સરખો સૃષ્ટમાં ન કોયે તો ઉત્તમ કયાંથી હોયે
હે ત્રિલોક સરજનહારા કેમ વર્ણવું હું ગુણતારા



( ૧૬૭ )

પ્રભુ છો મંગળકારીરે, મહેશ્વર ભવભય હારી ટેક
બ્રહ્મ સચ્ચિદ ઘન મુકિત પ્રદાતા, સકળ સૃષ્ટિના ભૂપ
એક અખંડ ચરાચર સ્વામી, અનુપમ શાંત સ્વરૂપ—પ્રભુ
જય જય જય જય જય જગદીશ્વર, જય પ્રભુ કરૂણાનિધાન
જય પરબ્રહ્મ પરેશ્વર દાતા, જય શુધ શકિતમાન...પ્રભુ
સૃષ્ટ વસ્તુથી ભિન્ન છતાં છો અંતર્યામી ઇશ
શુદ્ધ ભકિતમાં લીન કરીલો, એજ માગું જગદીશ—પ્રભુ
શરણ પણું તારૂં ગ્રહણ કીધુ છે, રાખી મને વિશ્વાસ
ચરણ પ્રત્યે પ્રભુ રાખો અમોને, જાણી પોતાના દાસ—પ્રભુ

(૧૬૮)

મંગળ છે નામ તારૂં મંગળ છે ધામ તારૂં
મંગળ છે કામ તારૂં ત્રિભોવન નાથ તું
તુજ પદ છે વરદ કૃત કર્મ ફળપ્રદ
અવ્યક્ત અખંડ એક અકળ અબાધ તું-મંગળ
એવો તું પ્રભુ મહાન, સઘળે વિરાજમાન.
જાણી લે બધી અમારી, અંતરની વાત તું
અવગુણ છે અગાધ ગણુના ન થાય નાથ
તરવું છે તારે હાથ, પ્રભુ માત તાત તું—મંગળ



(૧૬૯)

વિશ્વનાથ તું વિનાનકોય સહાયકારી
નિર્મલ નિઃસન્ગ સત્ય, નિત્ય નિર્વિકારી
સચ્ચી દઘન સાક્ષી, સર્વ સંકટ ભયહારી-વિશ્વનાથ
નિદય કૃત્યથી દયાળ, લ્યો તમે ઉગારી
ભવપતિ ભવ સિન્ધુ થકી, દયો મને ઉતારી-વિશ્વનાથ
સત્ય દેવ એક મેવ, શ્રુતિ વદે પોકારી
સત્ય ધર્મ આપી મને. રાખો સદાચારી– વિશ્વનાથ
શ્રવણ કરો સર્વ તમે, પ્રાર્થના અમારી
સર્વદા રહો પ્રસન્ન પરમ ઉપકારી-વિશ્વનાથ

(૧૭૦)



નહિ માત તેની માત પ્રભુ તુંહી તુંહી
નહિ તાત તેના તાત પ્રભુ તુંહી તુંહી
છો અનાથ તણા નાથ પ્રભુ તુંહી તુંહી
છો અસાહ્યકના સાથ પ્રભુ તુંહી તુંહી
સુખ શાન્તિના ધામ પ્રભુ તુંહી તુંહી

નિર્બલના બલરામ પ્રભુ તુંહી તુંહી
તણાતાને તારનાર પ્રભુ તુંહી તુંહી
નિરાધારના આધાર પ્રભુ તુંહી તુંહી
બધા કષ્ટ કાપનાર પ્રભુ તુંહી તુંહી
સદા સુખ આપનાર પ્રભુ તુંહી તુંહી
નિર્જીવનના જીવ પ્રભુ તુંહી તુંહી
શુભ કરનાર શીવ પ્રભુ તુંહી તુંહી
નિર્ધનીયાના દામ પ્રભુ તુંહી તુંહી
દુઃખી દીલના આરામ પ્રભુ તુંહી તુંહી
સર્વ જ્ઞાનીઓનું જ્ઞાન પ્રભુ તુંહી તુંહી
સર્વ ધ્યાનીઓનું ધ્યાન પ્રભુ તુંહી તુંહી
જન પામરના પ્રાણ પ્રભુ તુંહી તુંહી
ખરા હીરાની ખાણ પ્રભુ તુંહી તુંહી
રૂપ એકમાં અનેક પ્રભુ તુંહી તુંહી
છો અનેકમાંહી એક પ્રભુ તુંહી તુંહી



( ૧૭૧ )

ગરૂડે ચડી આવજો ગિરધારી
લજ્જા મોરી રાખજો રે મુરારી
પ્રથમ સરસ્વતિ ગણપતિ ગાઇએ પદ પુજીને પાવન થાઇએ
નિત્ય ગોવિંદના ગુણ ગાઇએ ગરૂડે ચડી આવજો ગિરધારિ
માતા કુંતાજી છે શુભમતિ સતી સાધ્વી છે દ્રૌપદી
એના બહુનામી છે પતિ ગરૂડે ચડી આવજો ગિરધારી
રાજા ધર્મને ધર્મનુ ધ્યાન અર્જુન નામે વિશ્રામ
ભીમસેન મહા બળવાન ગરૂડે ચડી આવજો ગિરધારી

જોશી સહદેવ જોષ બતાવે નિકુળ તોલે કોઈ ના આવે
પાંચે પાંડવ ભકત કહાવે ગરૂડે ચડી આવજો ગિરધારી
હસ્તિનાપુરમાં હોડ મંડાણા ધ્યુત ખેલતાં પાસાઓ ઢાળ્યા
પેલે પાસે હસ્તિનાપુર હાર્યા, ગરૂડે ચડી આવજો ગિરધારી
બીજે હાર્યા છે રતન ભંડાર ગર્થ ગામને ગજ ઘોડાર
એમ હાર્યા તે વારમવાર, ગરૂડે ચડી આવજો ગિરધારી
ત્રીજે બેઠા ચાતુરી ચુકાવી, નથી ઉગર્યાની એકે બારી
ચોથે હાર્યા છે દ્રૌપદી નારી, ગરૂડે ચડી આવજો ગિરધારી
ત્યાં તો સભા, મળી બહુસારી. બોલ્યો દુર્યોધન અહંકારી
તેડી લાવો પાંડવની નારી, ગરૂડે ચડી આવજો ગિરધારી
એવે દુશાશન દોડતો આવ્યો, સતીને સંદેશો સંભળાવ્યો
કેશ ખેંચીને સભામાં લાવ્યો. ગરૂડે ચડી આવજો ગિરધારી
સતી ભરીરે સભામાં આવ્યા, પતિ દેખીને મનમાં લજવાયાં
દુષ્ટે હસીને પાસે બોલાવ્યા. ગરૂડે ચડી આવજો ગિરધારી
પાંડવ હાર્યા ધન ધામને ઠામ, એમ બોલ્યો દુર્યોધન રાય
આવી બેસોને ખોળાની માહ્ય, ગરૂડે ચડી આવજો ગિરધારી
ત્યારે સતીએ દીધો છે શ્રાપ તને લાગ્યું પુર્વનું પાપ
તને વ્યાપશે શોક સંતાપ, ગરૂડે ચડી આવજો ગિરધારી
તને કાળે લીધો છે ઘેરી, તેં તો યાદવ કુળ કર્યું વેરી
ખોળે બેસે ગદા ભીમ કેરી, ગરૂડે ચડી આવજો ગિરધારી
એવું વચન સુણી કોપ્યાવીર, ઉઠયો દુશાશન છાંડી ધીર
કેશ ખેચી ઉતારે છે ચીર, ગરૂડે ચડી આવજો ગિરધારી
દૂર દેશ છે દ્વારિકામતિ, મારિ વ્હારે ચડો જદૂપતિ
વ્હાલા દુ:ખ પડયા મને અતિ ગરૂડે ચડી આવજો ગિરધારી
સતી વારે વારે પોકારે, આંસુ પાડે ને રડે ચોધારે
પ્રભુ ધાજો તમે મારી વ્હારે ગરૂડે ચડી આવજો ગિરધારી

હરિએ સુણ્યો છે આર્ત પોકાર, વેગે દોડીને ઉઠયા તે વાર
ચડયા ગરૂડે જગદાધાર, ગરૂડે ચડી આવજો ગિરધારી
પ્રભુ કૌરવ સભામાં આવ્યા, અંતરિક્ષ કોને ન દેખાયા
પંચાળીને પટકુળ પહેરાવ્યાં ગરૂડે ચડી આવજો ગિરધારી
આવી સાચવ્યું સતીનું ટાણું પાટો બાંધ્યાનું ઋણ પ્રમાણ્યું
ચીર પુર્યા છે નવસે નવાણુ, ગરૂડે ચડી આવજો ગિરધારી
કર્યા ભકત તણાં કામ પુરાં, નથી કોઇ રીતેય અધુરાં
સંકટ હરવામાં શામળીઆ શુરા ગરૂડે ચડી આવજો ગિરધારી
કહે ક્ષત્રી તે દાસનો દાસ, જેનો કુંતલપુરમાં છે વાસ
ગુણ નિત્ય ગાયે હરિદાસ ગરૂડે ચડી આવજો ગિરધારી



( ૧૭૨ )

ધન્ય શ્રી જમુના. કૃપા કરી શ્રી ગોકુળ વ્રજ સુખ આપજો
વ્રજની રજમાં હરનીશ હમને, સ્થીર કરીને સ્થાપજો
તમે મ્હોટા છો શ્રી મહારાણી, તમે જીવતાણી કરૂણા જાણી
અમને શરણ લેજો તાણીરે. ધન્યશ્રી જમુના
જાઉં શ્રી વૃંદાવન વાટે. ન્હાઉં શ્રીજમુનાજી ઘાટે
વહાલે રાસ રમાડયાં છે રાતરે,-ધન્ય શ્રી જમુના
ચાલો તો થઇએ વ્રજવાસી. પરિક્રમા કરીએ ચોરાસી
ટળે જન્મ મરણ બંધન ફાંસીરે,-ધન્ય શ્રી જમુના
જીવ જાણ શ્રી જમુના નાહીએ, એવા અખંડ વ્રજવાસી થઇએ
એ નૌતમ લીલા નિત્ય ગાઇએરે,- ધન્ય શ્રી જમુના
સખી સમરોને સારંગપાણી વૈષ્ણવને વહાલીએ વાણી
એ લીલા હરિદાસે જાણીરે ધન્ય શ્રી જમુના

(૧૭૩)

સર્વે ગુણ સંપન્ન સ્વામીરે, સ્તવું તું ને અંતર્યામી-ટેક
જય જગત્રાતા વિશ્વવિધાતા, સદગુણ દાતા મહેશ
મહા મુનીશ્વર તુજ ગુણગાતા, પાર ન પામ્યા લેશ—સર્વે
એક અજાત અદ્વૈત તમે છો, પુરણ બ્રહ્મ પરેશ [૨]
અદભુત તારી કૃતીઓ જણાયે, વિશ્વ વિષે વિશ્વેશ—સર્વે
ઓ પ્રભુ તારી પ્રભુતા મોટી વાણીથી નવ વર્ણાય [૨]
પરમ કૃપાળુ પરમ પ્રેમાળુ પરમ ન્યાયી છો સદાય—સર્વે
નમી નમીને પ્રેમ થકી હું વિનવું જોડી હાથ [૨]
મોક્ષ ગતિ મને આપો પ્રભુજી શરણે આવ્યો છું નાથ-સર્વે



(૧૭૪)

હે રઘુવરજી આ અવસરમાં રાખોને લજ્જા મારી
મને મહેર કરી, સેવક જાણી રાખો પાસ તમારી
મને રામ ભક્ત, સૌ કો કહે છે, પણ કામક્રોધ મદ મારે છે
મને લોભ મોહ અતિ દુઃખ દે છે,- હે રઘુવરજી
મને અસન વ્યસન નિદ્રા નેડો મારા પાપ તણો ના આવે છેડો
મમતા મત્સર ન તજે કેડો.—હે રઘુવરજી
મને દશે દિશે ઇન્દ્રિઓ તાણે, ચિત્ત બુદ્ધિ રહે નહિ ઠેકાણે
કેમ ઉગરૂં હું આવે ટાણે,—હે રઘુવરજી
તમે દીનબંધુ રઘુ કુલમણી, રખે અવગુણ આણો ઉરભણી
ક્ષણ દ્રષ્ટિ કરો આ રંક ભણી,—હે રઘુવરજી
હું તો કૈક કર્મનો કરનારો નથી ઉગરવા એકે આરો
**આશારામ** કહે ભવજલ તારો,—હે રઘુવરજી

( ૧૭૫ )

સંકટ સર્વ હરો, ભવપતિ સંકટ સર્વ હરો [ટેક]
અપરાધો અતિશય મેં કીધા [૨]
અનુગ્રહ પૂર્ણ કરો-એહાં અનુગ્રહ પૂર્ણ કરો ભવપતિ
અનન્ય ભાવથી રાખું તમારો [૨]
આશ્રય એક ખરો-એહાં આશ્રય એક ખરો ભવપતિ
કરજોડી હું વિનતિ કરૂં છું [૨]
તે પ્રભુ ચીત્ત ધરો એહાં પ્રભુ તે પ્રભુ ચીત્ત ધરો ભવપતિ
કરૂણા દ્રષ્ટિથી મુજ હ્રદયે [૨]
પ્રેમળ ભક્તિ ભરો-એહાં પ્રેમળ ભક્તિ ભરો ભવપતિ



( ૧૭૬ )

શરણુ ખરૂં છે તમારૂં પ્રભુજી મારે શરણુ ખરૂં છે તમારૂં
અનુગ્રહ નાથ અપાર કીધા છે [૨]
હ્રદય થકી ન વિસારૂં, હાં હાં રે પ્રભુ હ્રદય—પ્રભુજી
પ્રતિ પાલન પ્રભુ ધર્મ તમારો, [૨]
સર્વ તણું કરો સારૂં—હાં હા રે પ્રભુ સર્વ—પ્રભુજી
નિષ્કૃતિ પાપ તણી કેમ થાશે [૨]
નિષ્ચકૃતિ જો વિચારૂં—હાં હા રે પ્રભુ નિશ્ચ—પ્રભુજી
ભજન કરી ભગવંત અંતરમાં [૨]
મંગળ ધ્યાન હું ધારૂં—હાં હા રે પ્રભુ મંગળ-પ્રભુજી



( ૧૭૭ )

સકળ વિશ્વના નાથ શ્રી હરિ, મલિન વાસના, ટાળ માહરી

અધિક બુધ્ધિ તું શુધ્ધ આપજે પ્રભુ કૃપાકરી કષ્ટ કાપજે
નવ કદી કરી, ભકિત ભાવથી, નવકથા સુણી નિજ કાનથી
ભજન ના કર્યું તેમ તાહરૂં હરિ ભલું થશે કેમ માહરૂં
બહુ બહુ કુડા કર્મ મેં કીધાં, ધન ધુતી કરી, પારકાં લીધા
ગરીબ રંકને દુઃખ આપીઆં, તરૂ સુધર્મનાં તેહ કાપીઆ
અધિક લોભની લાલચે ફરી, ફિકર ના ધરી, ચિતમાં કશી
કથન કંઈ કુડા, મેં મુખે કર્યા, વચન નીતિનાં સર્વે વિસર્યા
કરવડે કદી ધર્મના કર્યા પણ અધર્મના કોથળા ભર્યા
જગત નાથ હું ના ડર્યો જરી, લુણહરામી મેં તુજસુ કરી
ચરણથી કદી ચાલી ના ગયો, પ્રભુ સુપંથમાં ફરતો રહ્યો
ચરણ પાપને પંથ તો ધર્યો, દિલવિષે નહી, તે થકી ડર્યો
છલ પ્રપંચને ધુર્ત કામમાં, નવ કદી મુકી ઓછી હામમાં
અધમ જાતનો, પ્રાણી હું ખરો, પ્રભુ તુંથી રહ્યો સર્વદા પરો
કર નમે તને હે હરિ હવે અહીં બળું છું હું શોકને દવે
દુઃખથી છુટકો નાથજી કરો, અરજ દાસની દિલમાં ધરો



( ૧૭૮ )

નમી નમી નાથ દયાનીધિતને
પ્રણામ સર્વે કરીએ સદા અમે
દયા કરી દુઃખ બધા નિવારશો
પ્રસન્નતાથી ભવસિંધુ તારસો
વિનંતી વિશ્વેસ ચિત્તે વિચારસો
સદા સુનીતિ સુમતિ બતાવસો
ઘટીત જાણે પ્રભુ તે સ્વિકારસો
કૃપા કરી પાપ થકી બચાવસો

( ૧૭૯ )

પિતાના પિતા શ્રેષ્ઠ છો સત્ય સ્વામી
સ્તવું સર્વદા હર્ષથી શીશ નામી
કરી પાલના જન્મથી આજ સુધી
તમારા પ્રભુ પાડ ભુલું ન કો દી
દીધું અન્ન ખાવા પિવા ખુબ વારી
કૃપાળુ પ્રભુ આજ છો ન્યાય કારી
વળી આપ ચાહો સદા હિત મારૂં
પ્રભુ ભૂલીએ કેમ તે નામ સારૂં
અમે ચાલીએ બેસીએ ઉઠીએ જ્યાં
ધરો હસ્ત શીરે પ્રભુ સર્વદા ત્યાં
દિસે સૌ સમે હસ્તની છાંય ભારી
ધરાધિપતિ સત્ય છો સહાય કારી
તમે છો અજિતા સદા શુધ્ધ દેવા
ઘણાં નમ્ર ભાવે કરૂં નીત્ય સેવા
તમાર વિના કષ્ટ તે કોણ કાપે
તમારા વિના સન્મતી કોણ આપે



( ૧૮૦ )

પ્રભુપદે અમે પાય લાગીએ દુસીત કૃત્યની માફી માગીએ
પતિત પાવના પ્રેમ લાવશો અનીતિ દુષ્કૃતિથી બચાવશો
શુભ ગુણો સદા નાથ આપશો મનમલીનતા કાપી નાંખશો
સુખી તમે પ્રભુ નમ્ર વિનતિ શરણુ રાખશો રે દયા નીધિ
પ્રભુ મનોરથો માગીએ અમે ઘટિત જે હસે પુરૂપોતમે
નવ વિસારસો દાસ ને કદા સુનીતિ સન્મતિ આપજો સદા

(૧૮૧)

જગન્નાથ હે દેવ હે સ્વામી સાચા
નમું હાથ જોડી વંદુ નમ્ર વાચા
દયા લાવી ચિત્તે દયા દાન આપો
પ્રભુ પાપીના પાપ સંતાપ કાપો
મહા મોહના પાસમાં હું પડ્યો છું
મહા કામને સુથ આવી અડયો છું
મહા પાપના પુંજ છે રે અમાપો—પ્રભુ
પ્રભુ પાદમાં રાખીએ પૂર્ણ ભાવ
કરો પ્રાણ દાતા અમારો નિભાવ
તમારી કૃપાથી ટળે સર્વ પાપો—પ્રભુ
તમે કષ્ટ કોટ્યા વધીનાજ કાપ્યા
પુરો પ્રેમ આણી કૃપા દાન આપ્યા
તમારી કૃપાથી વધે છે પ્રતાપો—પ્રભુ
અરે મોટી આશા ચિંતે તારી રાખું
બહુ દીન થઈ દીન વાણી હું ભાખું
કહી નાજુવા મેં કીધા સર્વ પાપો—પ્રભુ
તમે વિશ્વ કર્તા તમે વિશ્વ ભર્તા
દયાળુ પ્રભુ દુઃખીના દુઃખ હરતા
તમે શક્ત સંહારવા સર્વ શ્રાપો—પ્રભુ
મને રંકને રક્ષણો સર્વ દાતા
મહા સિંધુમાં છો તમે સત્ય ત્રાતા
ઉગારો સદા સદગતિ આપ આપો—પ્રભુ
સદા સર્વદા આથ સાચી તમારી
મહા કષ્ટમાં મૂકસો ના વિસારી
વિના તું ન જાણે અમારા વિલાપો—પ્રભુ
જુવો જો તમે કર્મ મારાંજ સામું
અતિ પાપી હું કેમ રે પ્રેમ પામું

કીધાં મેં નથી ધર્મ સતકર્મ જાપો—પ્રભુ
પ્રભુરે, પ્રભુરે, પ્રભુરે, પ્રભુરે,
નમીને નમીને નમીને કહું રે
નથી અન્ય ત્રાતા ક્ષમા આપ આપો—પ્રભુ
અતિ પ્રેમના ભાવથી ચિંતવું છું
અતિ નમ્ર થઇ નમ્ર વાક્યો વંદુ છું
નથી આશરો આશરો એક સત્ય
પ્રભુ હું નમું હું નમું નિત્ય નિત્ય
અતિ દીન જીવોની સંભાળ લીધી
અતિ પ્રેમ આણિ કૃપા દૃષ્ટિ કીધી
મને તારવાને ક્ષમાવંત થાઓ
દયા દૃષ્ટિથી દીનના હાથ સાહો



( ૧૮૨ )

કૃપા સાગરા સર્વ આનંદ દાતા
પ્રભુ પ્રાણીના છો તમે સત્યત્રાતા
સ્તુતિ ગુણ ગાવાનિયંતા તમારી
નથી ચાલતી કાંઇ શકિત અમારી [૧]
કૃપાનાથ કીધા બહુ ઉપકારો
કઇ વીધીએ વાળીએ પાડતારો
સદા સર્વદા ક્ષેમ આરોગ્ય આપો
અમારાં મહા સંકટો દુઃખ કાપો [૨]
જગત્તંત્ર છે સર્વ આધીન તારે
ભરૂસો ખરોતાહરો છે અમારે
તમારી દયાથી રૂડા કાર્ય થાયે
મહા વિઘ્નને વ્યાધિઓ સર્વ જાયે [૩]

તમે માત ને તાત છો રે અમારા
અમે બાલકો પાસ આવ્યા તમારા
અતિશે કીધા છે અમે નાથ દોષો
કૃપા દૃષ્ટિ રાખી પ્રભુ તે ન જોશો [૪]
સદા ઉપકારો કીધા ને કરો છો
વિનંતી તમે સર્વ લક્ષે ધરો છો
તમારા વિના તો નથી કો સમર્થ
તમારી કૃપાથી થસે પૂર્ણ અર્થ [૫]
અતિ નીચ કર્મો પ્રભુ નિત્ય થાય
તમો જો ગણો તો ગતિ કેમ થાય
તમે સર્વ વસ્તુ થકી સત્ય સારા
કરો સર્વ દોષો ક્ષમા નાથ મારા [૬]
પરા ભક્તિથી વંદીએ વારવાર
પ્રભુ પ્રાર્થનાઓ કરો અંગીકાર
તમારૂં કીધું તે ન કોઈથી થાય
પ્રભુ સર્વ કાલે કરો છો સહાય [૭]
સ્વિકારો નમસ્કાર નિત્યે અમારા
સ્મરીએ સદા ઉપકાર તમારા
વિનંતી અમારી તમે માની લેજો
કૃપા દૃષ્ટિથી પૂર્ણ આશીષ દેજો [૮]



(૧૮૩)

સકળ વિશ્વના નાથ રે તમે, શરણુ આવીને વંદીએ અમે
મનુષ્ય અલ્પ તે શું કરે સ્તુતિ, ગહન તારી છે રે પ્રભુ ગતિ

નિયમ તેં પ્રભુ જે કીધા હસે, તદનુસાર તો તે ક્રિયા થસે
નહીં કદી ફરે એક રે રતી, ગહન તારી છે રે પ્રભુ ગતિ
જીવજનો ઘણા યત્નને કરે તદપિ આંદર્યું તારૂં ના ફરે
અકળ છે પ્રભુ તારી તો કૃતિ, ગહન તારી છે રે પ્રભુ ગતિ
નમી નમી અમે વિશ્વનાથને, વિનવીએ સદા માત તાતને
પ્રભુ કળા કળાની નક્કી નથી, ગહન તારી છે રે પ્રભુ ગતિ
ક્ષણજ માત્રમાં શું થશે અહીં, દીન અમે જીવો જાણીએ નહી
અતિ તમારી છે રે ચમત્કૃતિ, ગહન તારી છે રે પ્રભુ ગતિ
પ્રભુ મનોરથો ધારીએ ઘણા, નહિ પુરા થસે રે કૃપા વિના
અનુગ્રહો કરો રાખીને પ્રીતિ, ગહન તારી છે રે પ્રભુ ગતિ
નિયમ નાથ છે સત્ય તાહરો, જનમ જે થયો જાય તે ખરો
સબલ સત્ય છો સર્વના પતિ, ગહન તારી છે રે પ્રભુ ગતિ
અવસરે તમે આવી સંનિધે, સુભ સહાયનો દ્યો દયાનીધે
પતિત પાવના પ્રેર સન્મતિ, ગહન તારી છે રે પ્રભુ ગતિ
વિકટ પંથ છે વિશ્વમાં ઘણો, સર્વ આશરો છે દયા તણો
પ્રભુ પદે સદા રાખીએ મતિ, ગહન તારી છે રે પ્રભુ ગતિ
વિષય ભોગમાં લીપ્ત નાથવું, સત શુદ્ધ સન્માર્ગમાં જવું
દુર કરો દયાનાથ દુર મતિ, ગહન તારી છે રે પ્રભુ ગતિ
પ્રભુ તને ગમે તેજ થાય છે, જીવ તણા શ્રમો વ્યર્થ જાય છે,
દિન પ્રતે કરો રે દયા અતિ, ગહન તારી છે રે પ્રભુ ગતિ
સદ્ગુણી જનો ધૈર્ય ના મુકે, જનહિતાર્થના કાર્યના ચુકે
તુજ કૃપા થકી થાયના ક્ષતિ, ગહન તારી છે રે પ્રભુ ગતિ
નિયમ તાહરા જેવીધે હસે સુખ દુઃખો ક્રમે પ્રાપ્ત તો થસે
વિપત્તિ સંકટે હ્યો તમે કૃતિ, ગહન તારી છે રે પ્રભુ ગતિ
ધન યુવા તણા વ્યર્થ ગર્વ છે, તુજ કૃપા વિણ અર્થ સર્વ છે
શરણ રાખશો આપી સદ્ગતિ, ગહન તારી છે રે પ્રભુ ગતિ
પ્રણત પ્રાણીઓ પામરો અમે હૃદયમાં સદા ચિંતીએ તને
પ્રભુ સુણો તમે નમ્ર વિનતિ ગહન તારી છે રે પ્રભુગતિ

( ૧૮૪ )

પ્રણમું હું પરબ્રહ્મ દેવને, સુમતિ આપશો સર્વદા મને
પ્રભુ ધરો ષડૈશ્વર્ય લક્ષણો, ભવપતિ પ્રભુ પ્રાર્થના સુણો
પરમ બ્રહ્મનું ગાન ગાઉં છુ, અતિકૃતાર્થ હું નાથ થાઉં છું
દીન તણા કરો નિત્ય પોષણો—ભવપતિ
અનુગ્રહો કરો છો તમે સદા, નવ વળી શકે પાડતો કદા
પ્રભુ કરો સદા ભકત રક્ષણો—ભવપતિ
અનીતિ દુષ્કૃતિ મેં કીધીઅતિ, શરણુ છું મને દ્યો રૂડી મતિ
દુર કરો દયાનાથ દુર્ગુણો—ભવપતિ
ભ્રમિત છું પ્રભુ ભ્રાંતિ સાગરે, તુજ વિના નહિ હાથ કો ધરે
સબલ સેતુ છે તું દયાતણો—ભવપતિ
પ્રભુ પ્રસાદથી પૂર્ણતા મળે, પ્રભુ પ્રસાદથી દીનતા ટળે
પ્રભુ સ્વભાવમાં છે દયા ગુણો—ભવપતિ
ભય વિપતિ સંકષ્ટ ને સમે, સહનશીલતા આપશો તમે
દીન જનો તણા દુઃખને હણો—ભવપતિ
પ્રભુ કૃપા દ્રુમોનીલતા નીર્જો, સુખનિવાસ દીયોરે દયાનીધે
નવ જુવો તમે જીવ દુષણો—ભવપતિ
સુહૃદ બંધુની સન્મતિ કરો દુરજનો તણી દુર્મતિ હરો
સુચવસો મને સર્વ સત્ગુણો—ભવપતિ
સુભપદાબ્જ હું નિત્ય દેવના, પ્રણમી અર્પું છું પુષ્પ પ્રેમના
સકલ શાંતિની આશિષો ભણો— ભવપતિ



( ૧૮૫ )

અરજ સુણો અવિનાશ અમારી અરજ સુણો અવિનાશ-ટેક
આપ દયાળ અમે સૌ બાળક, એક અમારી આશ—અમારી
વાંકકરે બાળક તો બહુએ, થશો ન લેશ ઉદાસ—અમારી

સમરણુ કરવા ભેગા થઇએ, કરશો નહિ નિરાશ—અમારી
શુભ ગુણુ લઇએ સહુએ સમજી, ન રહે લેશ કચાસ-અમારી
આપો શુભમતિ સદગુણુ સાથે, સહુમાં થાય સમાસ-અમારી
નીર્મળ મનથીનીશદીન રહીએ, પસરે જેમ સુવાસ-અમારી
મુખથી એવું માંગી લઇએ, અંતરથાએ ઉલ્લાસ—અમારી
આપતણો આધાર મળ્યાથી, હૈયામાં રહે હાશ—અમારી
ન રહે લેશ કુધારો કદીપણુ સુખનો થાય ન નાશ—અમારી



(૧૮૬)

પરમ ઇષ્ટને પાદપંકજે, પ્રતિદિને પરા ભક્તિ પૂર્વકે
પરમ પ્રેમની પુષ્પ અંજલી, અર્પીએ અમે ભક્ત મંડળી
સકલ વસ્તુથી ભિન્ન સત્ય છો, સબલ શક્તિથી વ્યાપ્ત નિત્ય છો
વિદિત જીવના કૃત્ય આપને, પ્રભુ ક્ષમા કરો સર્વ પાપને
પ્રભુ પરાત્પરા પૂર્ણ છો તમે, પરમ ભક્તિથી પૂજીએ અમે
દુર્ગુણો થકી દુર રાખજો સુનીતિનો સદા માર્ગ દાખજો
સકલ સૃષ્ટિના નાથ નાયક, સકલ વિશ્વમાં શાંતિ દાયક
નમી નમી અમે પાય લાગીએ, રૂડી મતિ મહારાજ માગીએ
દુરિત કૃત્ય તો થાય છે અતિ, અવકૃપા તથાપિ થતિ નથી
અનુગ્રહો નિત્ય માનીએ અમે, પ્રભુકૃપા થકી શાંતિ પામીએ;
જય જગેશ્વરા ક્ષેમકારક, જય ભવેશ્વરા ભક્તતારક;
પ્રભુ સુણો તમે નમ્ર પ્રાર્થના, પુરી કરો રૂડી સર્વ કામના
સુભ ઉપાસના આજ આ સમે કરી પ્રભુપદે વંદીએ અમે
વિનતિ સાંભળીને તમે બધી, શરણુ રાખશોરે દયાનિધિ

(૧૮૭)

સુણી દીન જનના પોકાર, આવો મુકુંન્દ કુંજ મોરાર
પૃથ્વી સહે છે ભાર અપાર. આવો મુકુંન્દ કુંજ મોરાર—ટેક
ખળ ભળી રહી છે દુનીયા દારી [૨]
ગોપાલ કૃષ્ણ ગીરીવર ધારી [૨]
વારે ધાજો જુગદાધાર—આવો મુકુંન્દ—સુણી
હશે હજારો ભુલ હમારી [૨]
માફ કરી લેજો ઉગારી [૨]
દુઃખના સાથી સરજન હાર—આવો મુકુંન્દ—સુણી
આંસુ વહે ભારતને દ્વારે [૨]
દોડો હવે અલબેલા વ્હારે [૨]
ભવથી તારવા તારણ હાર-આવો મુકુંન્દ-સુણી
કૃષ્ણ કનૈયા બંસી બજૈયા [૨]
દયા કરો ભવ સીંધુ તરૈયા [૨]
બાળક વીનવે વારંવાર—આવો મુકુંન્દ—સુણી



(૧૮૮)

દુઃખ દૂર કરો દુઃખ દૂર કરો
સેવક કે શીર પર હાથ ધરો—દુઃખ દૂર કરો
જન્મ મરણ કી ફાંસી કાટો [૨]
રાગ દ્વેષ મેરે મનસે હરો—દુઃખ દૂર કરો
મન તૃષ્ણાસે મુક્ત બનાવો [૨]
ભજન ભાવ ભક્તિસે ભરો—દુઃખ દૂર કરો
નિસદિન મુખસે નામ જપાવો [૨]
ચરણ કમલસે કરો ન પરો—દુઃખ દૂર કરો

ભવ સાગર જગ પાર ઉતારો [૨]
નાથ મોહે પલ ના વિસરો—દુઃખ દૂર કરો



( ૧૮૯ )

એકવાર આ જીવનમાં—દર્શન પ્રભુ તમારા
કરવાની આશ દીલમાં—દર્શન પ્રભુ તમારા—ટેક
લાગી છે એજ લગની—પરવા નથી આ જગની [૨]
ચરણોમાં પ્રીતી પ્યારા—દર્શન પ્રભુ—એકવાર
વીયોગ ના સહેવાયે—દુઃખ કોને આ કહેવાયે [૨]
નયને છે આંસુ ધારા—દર્શન પ્રભુ—એકવાર
પાપી હજારો તાર્યા—અમનેજ કયાં વીસાર્યા [૨]
અપરાધ શું અમારા—દર્શન પ્રભુ—એકવાર
શાને બતાવો બહાના—કાના હવે ના નાના [૨]
કરૂણાના છો કીનારા—દર્શન પ્રભુ—એકવાર
દેવેન્દ્રની આ અરજી માનો ન માનો મરજી [૨]
શરણે સદૈવ ત્હારા,—દર્શન પ્રભુ—એકવાર



( ૧૯૦ )

મારૂ નાવ ચડયું તોફાને પાર ઉતાર જોરે
પ્રભુજી પોતાના જાણીને સાર સુજાડ જોરે
નાવ ખડક વચ્ચે અથડાસે, ભર દરીયામાં ઝોલા ખાસે
શ્રષ્ટ સુકાની થઈ સેવકને તાર જોરે—મારૂનાવ

જન્મ મરણુ જંજાળ નિવારો, શરણુાગત છું શરણુ સ્વીકારો
વીષમય વીસમ વીકારો નાથ નિવાર જોરે—મારૂનાવ
બગડી બાજી કોણુ સુધારે, આપ વિના દુ:ખમય સંસારે
બાંહ્ય ધરિ બળતાને બાપ બચાવ જોરે—મારૂ નાવ
વાદીની મધુરતા મોરલીથી ડોલ્યો, સરપ સમાન થઇ મતિ ભુલ્યો
મંત્ર જાણી મહાઝેર ચડેલ, ઉતાર જોરે–મારૂનાવ
સ્નેહી જનોના સુખને માટે, પળપળ વિચર્યો વિપરીત વાટે
સત્ય દીશામાં જીવન પ્રવાહ વહાવજોરે–મારૂનાવ



( ૧૯૧ )

મ્હારી વારે ચડો ને મહારાજ, વિનવે દાસલડી
ક્યાંથી ઉભરાણી ઉપાધીઓ આજ, વિનવે દાસલડી—ટેક
ભક્ત ઉધ્ધારક બિરુદજી તમે, કીધા ભક્તોનાં કાજરે—વ્હાલા
આવી વેળાએ જો નહિ આવો તો, જાશે તમારી લાજ-વિનવે
ઝેરનો પ્યાલો અમૃત કીધો, બાઇ મીરાં ને કાજરે—વ્હાલા
ભક્ત પ્રહલાદને આપે ઉગાર્યો, રાખી દાસલડાંની લાજ–વિનવે
શવરીબાઇનાં એઠાં બોરાં, આરોગ્યા મહારાજરે—વ્હાલા
શેઠ શામળશા તમેરે બનીયાં, નરસિંહ મ્હેતાને કાજ–વિનવે
કુકર્મીઓની કાસજ કાઢવા, આપ ધરો છો અવતારરે-વ્હાલા
શંકરના સ્વામી વ્હેલા પધારજો, એક તમારો આધાર-વિનવે



( ૧૯૨ )

કરકે કરૂણા હે નાથ મેરી
ઇસ નયાકો પાર લગાદેના [૨] કરકે

મુઝે કામને ક્રોધને ઘેર લીયા
　　મેરી બીગડી બાજી બના દેના—કરકે
પ્રભુ તુમ બિન અન્ય ન સાથી મેરા [૨]
　　કર પકડો સમજ બીરદ તેરા [૨]
તુમ નાથ અનાથનકે પ્રભુજી
　　મેરે ચિતકી વ્યથા મીટા દેના—કરકે
પ્રભુ તુમ બીન કોનકી શરણુ અહું [૨]
　　પ્રભુ તજી અમૃત કયું વિષ પીઉં [૨]
બસ રટું અહોનીસ નામ તેરા
　　કર દયા પ્રભુ ભકિત દેના—કરકે
કર જોડી કરૂં બિનતી ભગવન [૨]
　　હે નાથ પડા હું તેરી સરણુ [૨]
બસ દાસકી ભગવન યે અરજી
　　મુઝે દાસોકા દાસ બનાલેના—કરકે



( ૧૯૩ )

અમને ભકિત દ્યો ભકિત દ્યો, સુદ્ધ સેવકની તમે દયોને—અમને
સાચું સરણું નિજ દેજો પ્રભુ પોતાના કરી લેજો—અમને
અમે ધાર્યું તમારૂં બડાનું નથી રાખ્યું જગથી છાનું—અમને
અમે ત્રિવિધી તાપે તપીએ પ્રભુ જાપ તમારા જપીયે—અમને
કરો ભૂલીયે નહિ એવુ કહીએ, પ્રભુ સદાએ રહેજો હ્રદયે—અમને



(૧૯૪)

ચરણુ શરણુ ઘનશ્યામ હું તારે
દીનાનાથ દયા કરને હવે
દીન આવી તુજ દવાર પોકારે—ચરણુ

તુજવિણ અન્ય નહિ ત્રિભુવનમાં
દાસ જાણી મુજ ત્રાસ નિવારે—ચરણ
ભવસાગરમાં ભય અતિ ભારી,
નાથ કહે હવે કોણ ઉગારે—ચરણ
પ્રેમાનંદના નાથ મહા પ્રભુ,
આશરો એકજ તું દૃઢ મારે—ચરણ



( ૧૯૫ )

એક ભકિત વીના મારા નાથરે, બીજું મને આપશોમાં
હું તો એજ માંગુ જોડી હાથરે, બીજું મને આપશોમાં
આપો સંત જનોના સંગરે, બીજું મને આપશોમાં
મારી જીવનમાં એજ ઉમંગરે, બીજું મને આપશોમાં
મારી ઉરમાં કરોને નીવાસરે બીજું મને આપશોમાં
મને રાખો ને રસીયા પાસરે બીજું મને આપશોમાં
સુણો અરજી દયાળુ દેવરે બીજું મને આપશોમાં
માત્ર ચરણ કમળની સેવરે બીજું મને આપશોમાં
હરિ રાખોને મુજપર હેતરે બીજું મને આપશોમાં
તમે અવીચળ સૂખના નિકેતરે બીજું મને આપશોમાં
કરો અંતર વાસના દૂરરે બીજું મને આપશોમાં
રાખો પ્રેમાનંદને હજુરરે બીજું મને આપશોમાં



( ૧૯૬ )

અમને નીતનીત દરશન દેજો સુંદીર શામળારે [૨]
મારા હૃદય કમળમાં રહેજો, સુંદીર શામળારે—અમને

કોઇ કહે છે બંસીવાળો [૨] કોઇ કહે છે ડાકોરવાળો [૨]
અમને લાગે છે અતિ વહાલો, સુંદીર શામળારે—અમને
પ્રેમધરી સૌ દરશને આવે [૨] આવી ચરણામાં શીષ નમાવે [૨]
માખણ મીશરીભોગ ધરાવે, સુંદીર શામળારે—અમને
શ્યામ સુંદીરસું પ્રીતમેં કીધી [૨] જગ ઉપાધી છોડી દીધી [૨]
ભાવે ભક્તિ ભુદરની કીધી સુંદીર શામળારે—અમને
કરૂણા સાગર સનમુખ આવો [૨] એવીણકાંઇ નથી મારો દાવો [૨]
અમને ભકિતના પાઠ પઢાવો સુંદીર શામળારે—અમને
માણી શંકરની વીનંતી સ્વીકારો [૨] ગીરીવર ધારી ઉરમાં ધારો [૨]
અમને ભવથી પાર ઉતારો સુંદીર શામળારે—અમને



( ૧૯૭ )

પતીત પાવન હરી બુદ્ધિ સદા શુદ્ધ દીજે [૨]
અધમ ઉધારણ હરી બુદ્ધિ સદા શુદ્ધ દીજે [૨] ટેક
બુદ્ધિ સદા શુદ્ધ દીજે, તુમારે શરણ લીજે [૨]
સબ દુર્ગુણો કો શ્રીહરી, નીકાલ દીજે—પતીત
અખંડ ભક્તિ દીજે, પુરણ પ્રેમ દીજે [૨]
તુમારા નામકી તીજોરી, મુઝે સોંપ દીજે—પતીત
માયાકી જાળસે પ્રભુ મુજે છોડાય દીજે [૨]
તુમારે પ્રેમકી કફની મુજે પહેરાય દીજે—પતીત
તુમારે નૈનકી કટારી મુજે માર દીજે [૨]
તુમારા પ્રેમકા ઇસારા મુજે સ્વામી કીજે—પતીત



( ૧૯૮ )

હરી દેવાપે માગત, ચરણ સેવા અખંડીત—ટેક

જન્મ હો કાં ભલત્યા યાતી, પરી ન ચુકો તુઝી ભક્તિ
નામા મ્હણે કમળાપતી, હેચી દ્યાવે પુઢતા પુઢતી



( ૧૯૯ )

બારે પાંડુરંગા કેવા ભેટ દેસી ઝાલો મી પરદેશી તુઝવીણ-ટેક
તુજ વિણ સખા મઝ નાહી કોણી વાટતે ચરણી ઘાલુ મીઠી-બારે
ઓવાળાવી કાયા તુંઝે ચરણા વરૂની કેવા ચક્રપાણી ભેટ દેશી-બારે
તુકા મ્હણે માઝી પુરવાવી આવડી વેગેધાલી ઉડી નારાયણા-બારે



( ૨૦૦ )

તુઝે રૂપ વેળો વેળાં પડો માઝયા દોહી ડોળા-ટેક
રામ નામ વદો વાણી હરી કથા પડો કાની-તુઝે
પાયી તીર્થ યાત્રા ઘડો દેહ સંતા ઘરી પડો-તુઝે
સર્વ કાળ દેવ પૂજા નમન માઝે ગરૂડ ધ્વજા-તુઝે
અહો તુકા મ્હણે દેવા ઘડો વૈષ્ણવાંચી સેવા-તુઝે



( ૨૦૧ )

દરશન દેના પ્રાણ પીયારારે [૨]
નંદલાલા મોરે નયનોકા તારારે—દરશન
દીનાનાથ દયાલ સકલ ગુણ [૨]
નંદ કીશોર સુંદીર મુખવારે—દરશન

મન મોહન મન રૂકત ન રોકયો [૨]
દરશનકી ચીત ચાહ હમારે—દરશન
રસીક ખુસાલ મિલનકી આશા [૨]
નીસદીન સુમરન ધ્યાન હમારે—દરશન



( ૨૦૨ )

તુજ ગતિ પ્રભુજી સૌથી ન્યારી અકળકળાને મોરલી ધારી · તુજ
સાખી-અનંત એકજ છો વીભુ જલ સ્થલમાં તુજવાસ [૨]
અવિનાસી આ વિશ્વમાં સઘળે તુંજ પ્રકાસ [૨]
ગહન ગતિમાં મતી મારી ન પહોંચે [૨]
મોટા મોટા મુનીઓ જાય હારી [૨] તુજ
સાખી-લોભી લંપટ દુષ્ટને તું શીક્ષા કરનાર [૨]
ભકતોની મનવાંચ્છના તું પુરી કરનાર [૨]
ધ્યાન એક ચિત્તે વિભુ ધરીએ તમારૂં [૨]
કરો સહાય પરીબ્રહ્મ મુરારી [૨] તુજ



( ૨૦૩ )

જય જગદીશ હરે. પ્રભુ જય જગદીશ હરે
ભકત જનોકા સંકટ. છીનમેં દૂર કરે—ૐ હરહરહર મહાદેવ
જો ધ્યાવે ફલ પાવે, દુઃખ બીનસે મનકા—પ્રભુ
સુખ સંપતી ગૃહ આવે, કષ્ટ મીટે તનકા—ૐ હરહર—
માત પીતા તુમ મેરે, શરણુ ગ્રહું કીસકી—પ્રભુ
તુમ બીન ઔર ન દુજા, આશ કરૂં કીસકી—ૐ હરહર—

તુમ પુરણ પરમાત્મા, તુમ અંતરયામી—પ્રભુ
પરીબ્રહ્મ પરમેશ્વર, તુમ સબકે સ્વામી—ૐહરહર—
તુમ કરૂણા કે સાગર, તુમ પાલન કરતા—પ્રભુ
મેં મુરખ ખલ કામી, કૃપા કરો ભરતા—ૐહરહર—
તુમહો એક અગોચર, સબકે પ્રાણપતી—પ્રભુ
કીસ વીધ મીલું ગુંસાઈ, તુમકો મેં કુમતી—ૐહરહર
દીન બંધુ દુઃખ હરતા તુમ ઠાકુર મેરે—પ્રભુ
અપને હાથ ઉઠાવો, દ્વાર પડયો તેરે—ૐહરહર
વિષય વિકાર મીટાવો, પાપ હરો દેવા—પ્રભુ
શ્રદ્ધા ભકિત બઢાવો, સંતનકી સેવા—ૐહરહર



( ૨૦૪ )

જય કાળ તણા મહાકાલ કૃપાળુ, મહેસ તમે કરૂણા કરજો
સુખ શાંતી અખંડ વિશ્વંભર ભુધર, સૌભકત તણા ઉરમાં ભરજો
પાપ તાપ અમ ટાળી ઉગારો, આપ વિના નહિ કોઈ આરો
ભકતો તણા દુઃખ ટાળક પ્રભુજી, પ્રેમ ધરી અમને પાળો
દોષ અમારા ક્ષમા કરજો દયાળુ, દુર્ગુણો સર્વે નષ્ટ કરો
વંદે આ ભકતો પુરે પ્રેમે ભકતી રસથી પુર્ણ કરો.



( ૨૦૫ )

અચ્છા મેરા દીના નાથ મેરી શુધ લેના
મેરી શુધ લેના રામજી મેરી શુધ લેના—ટેક
સોનેકા સોનૈયા નાહી રૂપેકા રૂપૈયા નાહી

કોડી દમડી પાસ નાહી કયાં જાકે રહેના—અચ્છા
ખેતી નહી વાડી નહી ઔર કૈસા ધંધા નાહી
ઐસા કોઇ મીત્ર નાહી કયાં જાકે રહેના—અચ્છા
માતા નાહી પીતા નાહી ઔર એની બંધવ નાહી
ઐસા કોઇ રાજા નાહી કયાં જાકે રેના—અચ્છા
કહત મલુક દાસ છોડીદયો પરાઇ આસ
સંતોકે સંગમે જાકે રામ નામ લેના—અચ્છા



( ૨૦૬ )

અમારા પ્રેમની ખાતર પ્રભુજી પાસ આવોને
હૃદયના શોક હરવાને પ્રભુ બંસી બજાવોને
ભરી વેદાંતની વાતો સ્વરૂપ દર્શન કરાવોને
હૃદય પટ ખોલવા ખાતર પ્રભુ ચાવી બતાવોને
અગમ જલ ચાલતી નોકા વિકટ માર્ગે ચડી ગઇ છે
નીકટ સબંધને ખાતર કીનારો કંઇ બતાવોને
કુકર્મી હું બન્યો ક્રોધી વળી છું દ્રવ્યનો લોભી
દયાળુ આપ દયા લાવી સરલ રસ્તા બતાવો ને
તરસતાં નેત્રની શાન્તી, રહીછે આપ દર્શનમાં
દાસના ઝરપતાં અશ્રુને ખાતર, અરે ઝાંખી કરાવોને



( ૨૦૭ )

અહો વિશ્વના દેવ આનંદકારી–કરી તાહરી સેવા તે છે લાભકારી
ખરે રાખીએ પ્રાર્થના રોજ જારી. સરેકાજ જો હોયતે રૂડું ભારી
હમેશાંક છીએ વિના તું ન ચાલે. વિનાતું હરી હાથ તે કોણ ઝાલે
બહુ ઇચ્છીએ તેવળી કોણ આલે, વિના તું પ્રભુ વિઘ્ન તે કોણ ટાળે

( ૨૦૮ )

હે જગત્રાતા વિશ્વ વિધાતા [૨] હે સુખશાન્તી નીકેતન હય-ટેક
પ્રેમકે સીંધુ દીનકે બંધુ [૨] દુઃખ દરિદ્ર વિનાશન હૈ- હે જગ
એક અખંડ અનંત અનાદિ [૨] પુરણ બ્રહ્મ સનાતન હૈ-હે જગ
જગ આશ્રય જગપતી જગવંદન [૨] અનુપમ અલખનિરંજન હે-હે જગ
પ્રાણસખા ત્રીભુવનપતી પાલક [૨] જીવનકે અવલંબન હે-હે જગ

卐

( ૨૦૯ )

હૃદય કમળના રામજીરે, કૃષ્ણ મ્હારા ચિત્તડાના ચોર
મ્હારા વ્હાલા ભકતોની વ્હારે વ્હેલા આવજો રે
હરિ તમારી મ્હને હામ છેરે, જગદીસ તમારૂ મ્હને જોર મ્હારા વ્હાલા
સંકટ વેળાના શ્રીહરિરે, શ્રીજી કરોને મ્હને સ્હાય- મ્હારા વ્હાલા
રસીયા તમારા રંગનીરે ચટકી લાગી છે ચિત્ત મ્હાય- મ્હારા વ્હાલા
વિઠ્ઠલ વ્હારે આવજો રે, કદીએ ન રાખસો ક્યાસ—મ્હારા
અચળ તમારો આસરો રે, નથી બીજાની આસ—મ્હારા
અમરીષને ઉગારીઓરે, ખરો મચાવ્યો ખેલ—મ્હારા
સુધન્વાને સાચવ્યોરે, ટાઢું કરીને તેલ—મ્હારા
સુદામાનાં સો સંકટ હર્યારે, કર્યા કનકના મ્હેલ—મ્હારા
પ્રહલાદની પત રાખવારે, કીધો તો સ્થંભમાં વાસ—મ્હારા
ધ્રુવજીને માટે પ્રગટ થઇને, આપ્યું અવિચળરાજ-મ્હારા
માધવદાસની માં થયારે, પુર્યા એના લાડકોડ—મ્હારા
શેઠ બનીને શામળા તહમે, હુંડી સ્વીકારી રણછોડ—મ્હારા
કાળી કરૂપી કુબ્જા ત્હેને, કીધી સ્વરૂપની નાર—મ્હારા
શવરીના બોરવળી કરમાનો ખીચડો, ખાઇ કરી ભવપાર—મ્હારા
મીરાનું વિષ અમૃત કર્યું રે, પંચાળીના પૂર્યાચીર—મ્હારા
શાપ પામીને શલ્યા થઈતી, તેને અહલ્યા કરી રઘુવીર- મ્હારા

ભાજી વિદુરની હેતે જમ્યા, તમે થયા પાંડવના દાસ મ્હારા
વ્રજમાં પધાર્યા વ્હાલાશ્રીરે, રમાડયા ગોપીઓને રાસ-મ્હારા
ભકતોની ભીડમાં દોડજોરે, દેવાને ભકિતનાં દાન-મ્હારા
નહિતો બીરદ જસે નામનુંરે, કપટી કહેવાશો કહાન-મ્હારા
મ્હારા વ્હાલા ભકતોની વ્હારે વ્હેલા આવજોરે—મ્હારી



(૨૧૦)

શ્રી ગોવિંદ કૃષ્ણ મોરારી [૨] કરોસહાય હે ગીરધારી [૨]
તારૂં રૂપ આનંદકારી [૨] તારા નામની બલીહારી [૨]
શ્રી રામ રમાપતી રાખો શરણમાં [૨] કૃષ્ણ કૃપાજલ રેડો કણમાં [૨]
હે પતીત પાવન કારી [૨] તારા નામની બલીહારી—[૨] શ્રી
શ્રી કૃષ્ણ કૃપાનીધી કરૂણાકારી [૨] નીર્ગુણ સગુણ સનાતન ધારી [૨]
હે નાથ ભકત હીતકારી [૨] તારા નામની બલીહારી—શ્રી
શ્રી વિષ્ણુ વ્યાપક જડ ચૈતન્યમાં (૨) પૃથ્વી પહાડને વન ઉપવનમાં [૨]
હે નીર્લેપ અખીલવીહારી [૨] તારા નામની બલીહારી—શ્રી
શ્રી પદ્મનાભ પુરૂષોતમસ્વામી (૨) ઉગાર્યા તમે બહુ ખળકામી [૨]
હે નાથ અની ઉપકારી (૨) તારા નામની બલીહારી—શ્રી



(૨૧૧)

દીનનો દયાળ છોડી કોને શરણ જાવું
કોને શરણ જાવું પ્રભુ, કોને શરણ જાવું—ટેક
માત તાત જાણી પ્રભુ ચરણ પ્રત્યે ધાવું [૨]
સ્વામીને પ્રસાદ પૂર્ણ [૨] કૃતકૃતાર્થ થાવું
પ્રભુ કૃતકૃતાર્થ થાવું દીનનો

નીતી ભકિત રૂપી પુણ્ય, તીર્થમાં હું નહાવું [૨]
પરમ ઇષ્ટ બ્રહ્મની હું [૨] સ્તુતી ગુણ ગાવું
પ્રભુ સ્તુતી ગુણ ગાવું— દીનનો
પ્રભુ કૃપા નિધાનની હું પૂર્ણ કૃપા ચહાવું [૨]
સંકટ સમયે નાથ [૨] પલ્લવ હું સહાવું
પ્રભુ પલ્લવ હું સહાવું—દીનનો
નમી નમી પરાત્પરા હું શરણુ તારે આવું [૨]
પ્રેમ પુષ્પ અંજલી હું [૨] પ્રભુપદે વધાવું
પ્રભુ, પ્રભુપદે વધાવું —દીનનો



( ૨૧૨ )

અહો નાથ હેતે હવે હાથ ઝાલો
પ્રભુ પાઇ દો પ્રેમનો પૂર્ણ પ્યાલો
કૃપા દ્રષ્ટિથી બુધ્ધિ દઇ કષ્ટ કાપો,
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો
જજો રોગને દોષ સર્વે જનોના
તથા તાપ ને ત્રાસ નાસો તનોના
બધી બીક ટાળી મટાડો બળાપો
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો
પ્રજા સર્વ સંપી વસે થઇ સુખાળી
દસે દિશમાં નિત્ય દેખે દિવાળી
જપે તાહરા નામના નિત્ય જાપો
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો
સદા વસ્તુ સર્વે મળો મુલ સસ્તે
રહો શુભ શોભા બની સર્વ રસ્તે

છજે માલીયે સત્યની છાપ છાપો
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો
મહીમાં ભલા વરસજો મેહ માગ્યા
રહે લાભને લક્ષમાં લોક લાગ્યા
જજો અંગમાંથી મટીને ઉતાપો
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો
વિવાહના અહર્નિશ વાજીંત્ર વાગો
ભલા લોકની ભ્રાન્તિને ભિતિ ભાગો
સ્થિતી સારીમાં સર્વને સ્થિર સ્થાપો
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો
દિનાનાથજી દ્રવ્યની છુટ દેજો
બધા લોક લાંબા તણા લાભ લેજો
પ્રજાના પ્રલય થઇ જજો સર્વ પાપો
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો
સુખે સાંપડે લોક સોને સમૃધ્ધિ
વળી વંશની આપજો આપ વૃધ્ધિ
લડાવે ભલા પુત્રને લાડ બાપો
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો
દહી દુધ ઘી ગોળને માલ મેવા
મળે અલ્પ મુલ્યે ઉદય થાય એવા
અને અન્ન સસ્તાં મળે માંડી માપો
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો
સુખી રાય રાણા પ્રજા સુખ પામો
જનો મધ્ય આનંદ આનંદ જામો
વળી સર્વ સંસારમાં સુખ વ્યાપો
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો

રહો ક્ષેમ મનુષ્યને ઢોર જાતે
ક્ષિતી મધ્ય ખુટે નહિ અન્ન ખાતે
તમે પાર ઉતારજો તારી ત્રાપો
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો
કીધી પ્રાર્થના તે પ્રજા લોક કામે
રૂડી રીતીથી આજ दलपतरामे
સુણીને પ્રભુજી કરો માફ શાપો
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો



(૨૧૩)

આ અરજી ઉરમાં ધરી, નવા વરસ મોઝાર
સુખ સઘળાં સંસારીને, કરજે જગ કર્તાર
ખારે દરીએ ખલકથી, જજો ખેદને ખાર
સંપ અમારા સ્નેહીમાં, કરજે જગ કર્તાર
સંકટ કોઈ પ્રકારનું લાગે નહી લગાર
વિદ્યાની વૃધ્ધી થજો, હજો વિવેક વિચાર
અતિ નિર્મળ મન મનુષ્યનાં, કરજે જગ કર્તાર
વળી વધજો નર વિશ્વમાં, હિમતવાન હજાર
જશ મેળવનારા જનો, કરજે જગ કર્તાર
તન મન તાપ ટળી થજો, ઠંડક ઠારો ઠાર
આબાદી આ દેશની, કરજે જગ કર્તાર
શ્રીમંતાના શુભ થજો, અંતકરણ ઉદાર
વળી વૃદ્ધિ ધન ધાન્યની, કરજે જગ કર્તાર
દુઃખ દરીએ ડુબ્યાં હશે, તેનો થજો ઉધ્ધાર
કોપ તજી કરૂણા ઘણી, કરજે જગ કર્તાર

પ્રાણી સૌને પરસ્પર પૂરણ વધજો પ્યાર
દોસ્ત સર્વના એક દિલ, કરજે જગ કર્તાર
દુર્ગુણ દુર થઇ જજો, સદગુણના શણગાર
સૌ જનને શોભીત સદા, કરજે જગ કર્તાર
પ્રલય કરીને પાપનો, ભૂનો હરજે ભાર
સૃષ્ટિમાં વૃષ્ટિ ભલી, કરજે જગ કર્તાર
દિલમાં દલપતરામને વધે ઉમંગ અપાર
એવું શુભ વર્ષ તું કરજે જગ કર્તાર



( ૨૧૪ )

દુનિયાનાં દુઃખ નિવારો રાજ, દયા કરોને હવે દીનબંધુ
જન પામ્યા છે પીડા પાકી [૨]
બનવાની ન રહી બાકી રાજ — દયા કરોને
આ સંકટ તો નથી સહેવાતું [૨]
નજરે જોયું નથી જાતું રાજ — દયા કરોને
આ ઇશ્વર છો તમે ઇન્સાફી [૨]
મહારાજ કરો હવે માફી રાજ — દયા કરોને
સૌ પામ્યા છે શિક્ષા પુરી [૨]
તેમાં જોતા નથી અધુરી રાજ — દયા કરોને
ફરીથી મનમાં કોઇ નહી ફુલે [૨]
ભવમાં આ દુઃખ નહીં ભુલે રાજ — દયા કરોને
સુખ પામો સૌ ગામો ગામે [૨]
દીધી આશીષ દલપતરામે રાજ — દયા કરોને

( ૨૧૫ )

સમય મારો સાધજે વ્હાલા,

કરૂં હું તો કાલા-વાલા [૨]

અંત સમય મારો આવશે જ્યારે, દેહનું નહિ રહે ભાન

—ભાન દેહનું નહિ રહે ભાન

એરે સમય મુખે તુલસી દેજે, દેજે યમુના પાન-સમય

જીભલડી મારી પરવશ બનશે, ને હારી બેસુ હું હામ-

—હામ હારિ બેસું હું હામ

એરે સમય મારી વ્હારે ચઢીને રાખજે તારૂં નામ-સમય

કંઠ રૂંધાશે ને નાડીઓ તૂટે તૂટે જીવન દોર

—દોર તૂટે જીવન દોર

એરે સમય મારા અલબેલાજી. કરજે બંસીશોર—સમય

આંખલડી મારી પાવન કરજે ને દેજે એક જ લ્હાણુ

—લ્હાણુ દેજે એકજ લ્હાણુ

શ્યામ સુંદીર તારી ઝાંખી કરીને પુનિત છોડે પ્રાણ-સમય



( ૨૧૬ )

શાંતિ, શાંતિ, શાંતિ, પ્રભુ, શાંતિ સદા આપો [૨]

પરમ કૃપા કરી કૃપાળ કલેશ કષ્ટ કાપો પ્રભુ કલેશ શાંતિ

શરણુ આવી વિશ્વનાથ, વંદન કરી જોડી હાથ (૨)

સર્વ જપે ભકત સાથ, શાંતિ સુખ આપો પ્રભુ શાંતિ-શાંતિ

કરૂણામય દૃષ્ટિ કરો, હૃદયતિમિર સર્વ હરો [૨]

મનવાંછિત અર્થ પુરો, સુણી તમે વિલાપો પ્રભુ સુણી-શાંતિ

જપી તમારૂં પુણ્ય નામ, કરીએ તમને પ્રણામ [૨]

સત્ય શુધ્ધ ધર્મ સકળ, દેશ વિષે સ્થાપો પ્રભુ દેશ-શાંતિ



# નુતન વર્ષે પ્રભુને પ્રાર્થના.

ૐ

દ્વાર દ્વાર દીપમાળ જાગી એવી અંતરમાં પ્રગટાવો
જ્ઞાન દીપકના પૂર્ણ પ્રકાસે હ્રદય પ્રભુનું ધામબનાવો
આ સંસારે સ્વર્ગ ઉતારી માનવ જીવનનો લ્યો લ્હાવો
વર્ષોત્સવ ઉજવવા આજે પ્રસન્નતા સઘળે પ્રસરાવો
કો કૃત્ય માનુંષી દેવી કે પૃથ્વી શશી કે તારલા
શ્રી કૃષ્ટના કો નામ વિણ સૌ કયાં લગીએ કયાં લગી
એ મંત્રના ગર્ભાર્થ પચવી નેક રાહે ચાલજો
શ્રી કૃષ્ટનું કો નામ તારા પ્રખર તાપ પ્રજાલજો
વરજો તમે આ વર્ષમાં સાચા સ્વધર્મા ચરણને
ભરજો હ્રદય ભંડાર ચાહી ચતુરભુજના ચરણને
તરજો ત્રીવીધી તાપ તરછોડી બધા આવરણને
કરજો નીરંતર યાદ ભકતાધીન એ ભગવાનને

જે વિશ્વના કર્તા અને પાલક પિતા માતા પ્રભુ
જે એક છે પણ થઇ અનેક વસ્યા સઉમાં એ પ્રભુ
જેની કૃપાથી સર્વ આ સંસારમાં સુખ થાય છે
તે નાથને શરણે જતા આશીષ સર્વ પમાય છે
તેથી અમારી યાચના એ નાથના પદ કમળમાં
રાખો શરણ અમને સહુને સુખદ એપદ કમળમાં

કલીમલ ન બાધે ભકિત વાધે સદા એ પદ કમળમાં
હરિદાસ હરિજન સહિત ચાહે વાસ એપદ કમળમાં
આ નવલ વર્ષે એ થકી આશીષ બીજી હોય શી
સતત રહે મન હરિ પદે કરૂણા કરે ગુરૂ રાયજી

નામ જેહનું ભવનું ઔષધ ત્રિવિધ તાપ અઘ હરનારૂં
જપનારા જનના મનને વળી નિર્મલ પ્રેમલ કરનારૂં
તે પ્રભુ આપણ સર્વે ઉપર સર્વ કાલ અનુકુળ હજો
તે કૃપાળુના ચરણ શરણથી નવલવર્ષ સુખરૂપ થજો



# શ્રી નારાયણ કવચ.

વિશ્વરૂપ કહે ઇંદ્રને, શ્રી નારાયણ--કવચ,
જીત્યા જેહ થકી જેણે, અગણિત દૈત્યો સમર્થ. ૧
ભાગવત અધ્યાય આઠમે, વર્ણવી ઇંદ્રની વાત
વર્ણવે એ વિશ્વરૂપ, ઇંદ્રરાયની પાસ. ૨
ઇંદ્ર પણ એ કવચથી પામ્યા ત્રિલોકનું રાજ્ય
અખુટ લક્ષ્મી પામીને, કરી શત્રુ સંહાર. ૩
એવું બળ આ કવચમાં, રક્ષા કરી છે ઇંદ્ર
આપ્યું ધન ત્રિલોકનું કર્યું અતિશય હિત ૪
કહે પરિક્ષિત વિશ્વરૂપને, વિસ્તારી કહો વાત,
કેમ જીત્યા શ્રી ઇંદ્રદેવ, હરાવી શત્રુ સંગાથ. ૫
વિશ્વરૂપી વર્ણન કરે, શ્રી નારાયણ--કવચ,
ધરી ધ્યાન એ સુણજો, રાખી ચિત્ત સ્વસ્થ. ૬
કરવો પાઠ આ કવચનો, આવે જો કોઇ ત્રાસ,
હાથ ધોઇ આચમન કરી, ધરી પવિત્રી પાસ. ૭
ઉત્તર દિશા મુખ, કરવો અંગન્યાસ,
આઠ અક્ષર બાર અક્ષરથી, કરવો કરન્યાસ. ૮
વાણી રાખી નિયમમાં, કરવો કવચનો પાઠ
બચી જશો એ ત્રાસથી, એવો છે આ પાઠ ૯

ૐ નમો નારાયણ મંત્ર એ અક્ષર આઠ;
કરવા ન્યાસ આ મંત્રથી, ૐ કારાદિક નામ ૧૦
કરવા ન્યાસ અનુક્રમે, બે પગ બે ગોઠણ
પેટ હૃદય ને વક્ષસ્થળ, મુખ મસ્તક સાથળ. ૧૧

ૐ નમો ભગવતે વાસુદેવાય.

સંપુટ કરેલા ૐ કારથી, આ બાર અક્ષર મંત્ર,
આંગળીએ એક અક્ષરથી, કરવો ન્યાસ આરંભ ૧૨
અંગુઠાની આંગળીઓમાં, કરવા ન્યાસ આ મંત્ર,
એ પણ એક એક અક્ષરથી. એ છે ન્યસનું જંત્ર ૧૩
ૐ વિષ્ણવે નમઃ એ મંત્રના ૐ કારનો હૃદય,
વિકારનો મસ્તક વિષે, પ્રકાર ભ્રકુટી મધ્ય ૧૪
ણકારનો શિખા વિષે વેકાર શ્રી નયન,
નકારનો સંધી વિષે, કરવા ન્યાસજ એમ ૧૫
મકાર મઃ બાકી રહ્યો બોલી અસ્ત્રાય ફટ,
જોડવા દિગ્બંધમાં. વર્ણવું ન્યાસ અંગ ઝટ ૧૬
ધ્યાન કરવા યોગ્ય છે, વિદ્યાતેજ ભંડાર,
ઐશ્વર્યાદિક શક્તિ છે, વળી છે તપ અંબાર ૧૭
એવું રાખી હૃદયમાં, ધરી તમારૂં ધ્યાન.
બોલી નારાયણ કવચ, નીચે વર્ણવ્યું આમ ૧૮
ગરૂડજીની પીઠપર, ચરણ ધર્યા છે વહાલ.
આઠ સિધ્ધિ આઠબાહુ છે, શંખ ચક્ર ને ઢાલ ૧૯
તલવાર ગદા ધનુષબાણ અને ધરી વળી પાશ,
રક્ષા સર્વ પ્રકારની, કરો શ્રી હરિ અવિનાશ ૨૦
જળમાં છો જળજંતુ રૂપ, વરૂણ કેરા પાશ,
રક્ષા એહ થકી મુને. હે મત્સ્યાવતાર હાશ ૨૧
માયાથી બટુક બની. કહેવાયા વામન આપ,
રક્ષા કરજો મારી સ્થળે સ્થળે મુજ નાથ ૨૨

રક્ષા કરો અંતરિક્ષમાં હે ત્રિવિક્રમ નાથ,
સમાવ્યું સર્વ બ્રહ્માંડને, નિજ રૂપમાં સાથ ૨૩
કરજો રક્ષા માહરી વનવળી સંગ્રામ,
જીત્યા આપે દૈત્યોને, અહો નૃસિંહ ભગવાન ૨૪
ગજાવી દશ દિશા તમે, જ્યારે હસ્યા સંગ્રામ,
ગર્ભ પડયા દૈત્ય પત્નીના, કરજો મુજ સંભાળ ૨૫
કરજો રક્ષા માર્ગમાં, હે વરાહ અવતાર
યજ્ઞ રૂપી અવયવો છે, ભૂમિ કાઢી કરાળ ૨૬
પર્વતાના શિખરે, રક્ષા પરશુરામ,
પ્રવાસમાં રક્ષણ કરો, લક્ષ્મણજીને રામ ૨૭
નારાયણ રક્ષા મુને, અભિચાર ઉગ્ર ધર્મ
નર ભગવાન રક્ષા મુને, હરીને મારો ગર્વ ૨૮
રક્ષા કરજો મ્હારી, દત્તાત્રય ભગવંત,
ગુણના સ્વામી કપિલદેવ, છોડો કર્મના બંધ ૨૯
રક્ષા મુને કામથી, હે સનતકુમાર,
રક્ષા હયગ્રીવ નાથજી, માર્ગે પડું જે વાર ૩૦
દેવપુજામાં વિઘ્નનું, રક્ષા હે નારદ,
સર્વ જાતના નર્કથી, રક્ષા હે કશ્યપ. ૩૧
રોગોથી રક્ષા મને થઇ ધનવંતરી નાથ,
બચાવો મને વૃષભ દેવ, ક્રોધાદિક જે સાથ. ૩૨
લોકોના અપવાદથી, રક્ષા યજ્ઞાવતાર,
હે બળભદ્ર રક્ષા મુને, મનુષ્યના દુઃખભાર ૩૩
ક્રોધથી રક્ષા મને, શેષ નાગ ભગવાન,
ટાળજો એ વેદ વ્યાસ, મારૂં જે અજ્ઞાન, ૩૪
ભૂલ પાંખડથી દૂર કરો હે બુદ્ધાવતાર
કાજે કળિ અધર્મના, ધરી કલ્કિ અવતાર. ૩૫
ગદાથી રક્ષા મુને, પ્રાતઃકાળે કેશવ,
વેણુને ધરનાર છો, રક્ષા કાળ ભૈરવ. ૩૬

સાંગને ધરનાર છો, હે નારાયણ દેવ,
રક્ષા કરજો અમતણી, પૂર્વાહ્ન કાળમાં એવ. ૩૭
ચક્રને ધરનાર છો, હે વિષ્ણુ ભગવાન,
રક્ષા કરજો મમતણી, કાળ કહું મધ્યાહ્ન. ૩૮
ઉગ્ર ધનુષના ધારી છો, શ્રી મધુહા ભગવાન,
કરજો રક્ષા માહરી, કાળ કહેવાય અપરાહ્ન. ૩૯
બ્રહ્મા વિષ્ણુ રૂદ્રદેવ, ત્રિમૂર્તિ કહેવાય,
રક્ષા કરજો માહરી, માધવ સાયંકાળ ૪૦
પ્રદોષે રક્ષા મુને, હે સ્વામી મૂજનાથ;
અહા રાત્ર અર્ધ રાત્રથી રક્ષા હે પદ્મનાભ. ૪૧
ઇશ્વર શ્રી શ્રીવત્સધામાં રક્ષા પાછલી રાત,
પરોઢીયે રક્ષા મુને અવસર, હે જનાર્દન નાથ ૪૨
દામોદર રક્ષા મુને, અવસર પ્રાતઃકાળ,
રક્ષા સર્વે સંધીમાં, વિશ્વેશ્વર મૂર્તિ કાળ ૪૩
પ્રલય કાળના અગ્નિ જેમ, ધાર છે તીક્ષ્ણ રે ચક્ર,
બાળજે ચો તરફથી, બાળે આગ જેમ ખડ, ૪૪
શ્રી હરી મૂકે જ્યારે, બાળ જે તું હે ચક્ર
વાયુ સહિત તું બાળજે, સઘળા અવશ્ય રાત્ર ૪૫
કુષ્માંડ વૈનાયક યક્ષ ભૂત, વળી રાક્ષસને ચક્ર,
નાશ-નાશ કર હે ગદા તું દેખાયે વજ્ર ૪૬
તણખ ભર્યા છે તુજ વિષે એવી દોસ્ત બળવાન,
ચુર્ણ ચુર્ણ કર શત્રુને, તું અતિપ્રિય ભગવાન ૪૭
નસાડજે હે શંખ તું, રાક્ષસ પ્રમથને પ્રેત,
માતૃગણ પિશાચને, વળી બ્રહ્મરાક્ષસ એમ ૪૮
ગંભીર શબ્દો કાઢજે, જ્યારે ફુંક દયામય,
કાઢજે ઘોર દૃષ્ટિને, જે મુજ શત્રુ હૃદય. ૪૯

તીક્ષ્ણ ધાર કે ખડક તુજ, કાપજે શત્રુ અરણ્ય,
શ્રી હરીના હસ્તે ચઢી, કાપ કાપતું સૈન્ય ૫૦
ચંદ્રતેજ સમઢાલ છો, ઢાંકો શત્રુ નયન,
દૃષ્ટિ જેની દુષ્ટ છે, હરજો એ દુર્જન ૫૧
ગ્રહકેતુ સર્પોળીયા, વળી જનાવર દાઢ
સુખોને નડનાર છે, મનુષ્યો જે હે નાથ ૫૨
કીર્તન નામ એ શસ્ત્રથી થાજો સર્વનો નાશ
ઉગારજો આ શત્રુથી, હે પ્યારા અવિનાશ ૫૩
વેદમય શ્રી ગરૂડદેવ, હરજો સંકટ સર્વ,
નિજ નામોથી રક્ષજો, વિશ્વકસેન સમર્થ ૫૪
શ્રી હરી આપના નામરૂપ, વાહન ને આયુધ,
રક્ષા સઘળા સંકટો, આપો અમને સુખ. ૫૫
ઉત્તમ એવા પાર્ષદો, જે અતિ રૂપ ગુણ જાણ,
કરજો રક્ષા અમતણી, બુદ્ધિ ઇંદ્રિય પ્રાણ. ૫૬
જ્ઞાન સત્ય અમને મળો, જગત શ્રી હરીનું રૂપ,
થાજો રે એ સત્યથી, નાશ સર્વ અમ દુઃખ ૫૭
દ્રષ્ટિ રાખે અભેદ જે, ભાસે બ્રહ્મ અભેદ,
ત્રિશકિત ધારણ કરો, સ્વમાયાથી વેદ. ૫૮
આયુધ ભ્રમણ ચિન્હએ, ધરો એ શકિત કૃપાળ,
તો એ સત્ય મુજબ તમે, રક્ષો સર્વ કાળ, ૫૯
વ્યાપક સર્વ સ્થળ વિષે રૂપો ધરી અનેક,
રક્ષા કરજો મ્હારી, સર્વ દેશમાં નેક ૬૦
ગર્જના તમ નામની, ટાળે જન્મનાં ટેક.
અતિ આપના તેજથી, હરો સામર્થ્ય અનેક. ૬૧
એવા શ્રી પ્રહલ્લાદજી, રક્ષો સર્વ દિશ,
ઉંચે નીચે ખીણમાં, અંદર બહાર હે ઇશ. ૬૨

વિસ્તાર્યુ આ કવચને, વિશ્વરૂપ કહે ઇંદ્ર.
જાણશે તે જીતશે, વિના પરિશ્રમે દૈત્ય. ૬૩
જાણ્યું જેણે કવચ આ, બચી જાય છે અત્ર,
નયનના સામુ દેખતાં, સ્પર્શ કરતાં તંત્ર ૬૪
જેણે જાણ્યું કવચ આ, બચી જાય છે સદ્ય;
રાજા ચાર ગ્રહો અને, વ્યાઘ્ર તણા પણ ભય ૬૫
પૂર્વે કૌશિક ગોત્રના, દ્વિજ કહેવાયા એક,
ધરી યોગ નિર્જળ, સ્થળે, મુકયો જેણે દેહ ૬૬
ગંધર્વોના અધિપતી, ચિત્રરથ જેનું નામ,
વીંટાયેલો સ્ત્રીઓ થકી, જતા હતા વિમાન ૬૭
આવી પડયો જયાં બ્રાહ્મણે, દેહ મૂકયો જે સ્થાન,
વિમાન સહ ઉંધો પડયો. આવતા તુર્ત એ સ્થાન ૬૮
શ્રીવાલિખિલ્યના વચનથી, અસ્થિ લીધાં જાણ,
નાંખી પ્રાંચી સરસ્વતી, કરી લીધાં ત્યાં સ્નાન ૬૯
અતિશય વિસ્મય પામીને, ગયો પોતાને લોક,
શ્રી-નારાયણ કવચમાં, ભર્યો છે એવો ઓક ૭૦
આદરથી યોગ્ય સમયસર, સાંભળશે આ કવચ,
નમશે તેણે પ્રાણી સહુ, છુટશે ભય અવવચ ૭૧
વિશ્વરૂપથી પામિયા, વિદ્યા શ્રી મઘવન,
મેળવ્યું રાજ ત્રિલોકનું, હરાવી સઘળું સેન ૭૨

જય દેવકીનંદન લેજો શરણુ [૨]
લેજો શરણુ પ્રભુ લેજો શરણુ—જય
ઇંદ્ર કીઆ હ્રય કોપ જળી ગભરાયો ગોપ [૨]
જય જય ગીરીવર અધર ધરણુ—જય
કંસ નીકંદન કાળીય મર્દન [૨]
જય જય કનૈયાજી રક્ષા કરો—જય

❀

મારી વીનતી ન દેશો વિસારી ગીરીવરધારી
મને મોટી છે ઓથ તમારી ગીરીવરધારી
જન્મ મરણુની આપદા ભારી [૨]
વિશ્વપતિ નવ જાય નીહાળી [૨]
મને અવસરે લેજો ઉગારી ગીરીવરધારી---મારી

❋

આવો આવો રે ઓ કાન કનૈયા મોરારી
ભક્તોના છો હિતકારી
આવો આવોરેઓ કાન કનૈયા મોરારી
શામળીયા છો ગીરધારી
આવો અવોરે ઓકાન કનૈયા મોરારી
ભક્તોના ભવદુઃખ હારી

❋

તમ સાથે રંગીલા નાથરે બાંધી છે બેલી રે
મારો હેત ઝાલ્યો છે તમે હાથરે-ના દેશો મેલી રે

❋

સુખના સાગર પ્રભુ શામળા રે
દુઃખના બેલી રાયરણછોડ હો લાલ-સુખ

❋

શરણે રાખો શામળીઆજી
વહાલો મારો ભકિતથી અઢળકઢળીયાજી—શરણે
જાદવ કોઇના નવ જાય જાણ્યાજી---શરણે
કેશવ કોઇના નવ જાય કળીયાજી—શરણે

❋

તારી ભકિતતો આપ રાય રણછોડજી
કડવી કુમતિ કાપ રાય રણછોડજી

અંતરમાં પ્રભુ આપ બીરાજો [૨]
માશ પાપ તાપ કાપ રાય રણછોડજી—તારી
કરૂણાની મુજપર દ્રષ્ટિ કરીને [૨]
નાથ હાથ શીર પર સ્થાપ રાય રણછોડજી–તારી



હે કનૈયા મોરલીવાલા કરદે બેડાપાર
કરદે બેડાપાર કનૈયા [૨] ભકતો કે રખવાલ–હે
ગોકુલ ગામ કે તુમ રખવાલે [૨]
માતા જશોદા કે પ્રાણ પીયારે [૨]
માખણ ચુરાને વાલ—હે



કાન કાળા બંસીવાલા હે ગોવાળા શામળા
ભકતપાળા દિનદયાળા દેજો ભકિત નીર્મળા
કામ ક્રોધ નિવારીને પ્રભુ સત્યભકિત દ્રઢાવજો
ભકતને જયાં ભિડહોય ત્યાં નાથ વ્હેલા આવજો



નંદલાલા ગોપાળા મોરલીવાળા રે
દીનદયાળા સબસે ન્યારા મનહર કાળા કાળા—નંદ
દુનીયાકા દુઃખ હરનેવાલા ભકતોકા રખવાળા—નંદ
મેં દુઃખીયારી ભટકતહારી શીર પર પાપ ગઠડીયા ભારી–નંદ
અંધીયારેકું દુર ફગા કર કરદે અબ ઉજીયારા—નંદ



કૃપા કરો રઘુપતિરામ [૨] કૃપાળુ થઈ દેવા
તારી કૃપાથી સંકટ જાશે [૨]
તારી કૃપાથી મંગળ થાશે [૨]
તારી કૃપા તણો વરસાદ [૨]
વરસાવો અમપર વ્હાલા



નારાયણ હરિ નારાયણ હરિ શામળા નારાયણ હરિ
ભક્તોના રખવાળ શામળા નારાયણ હરિ
અનાથના હો નાથ શામળા નારાયણ હરિ



યે રે વનમાળી યે રે વનમાળી શામળા યે રે વનમાળી
ભક્તોના રખવાળ શામળા યે રે વનમાળી
અનાથનાહો નાથ શામળા યે રે વનમાળી



મેરી શુધ લેના ગોકુળવાળે
ગોકુળવાલે નંદ દુલારે –મેરી



દેવકી નંદન ગીરધરલાલ કરૂણા સાગર દિનદયાલ
કરૂણા સાગર દીન દયાળ ભકત જનોના તારણ હાર-દેવકી



આવો હરી આવો હરી ભક્તોને આજે ભીડ પડી



વારંવાર કરૂં વીનંતી હરીને
શાંતી સદા આપજે
યાચું છું જગનાથ તાત મમને
તુંમા પ્રભુ સ્થાપજે

  

